# ઓખાહરણ મોટું

# કડવાં ૯૨ નું

---

**કવિ પરેમાનંદનું બનાવેલું**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**સખારામ ભિક્ષીટ ખાતુ**

**અમદાવાદમાં**

ત્રણ દરવાજા નજીક સરૈયા સાંકળચંદ હરી-
ભાઈના મકાનમાં અમદાવાદ સત્યોદય પ્રેસમાં
**મગનલાલ મનશુખરામે છાપ્યું**
સંવત ૧૯૪૦—સન ૧૮૮૪
કિંમત રૂ ૦—૧૦—૦

# ઓખાહરણ.

—•—

## શ્રીગણેશાયનમ

---

### શ્રી ગણપતીની પ્રારથના–રાગ આસાવરી.

એક નામ મુજને સાંભર્યું, શ્રીગૌરી પુત્ર ગણેશ; પાર્વતિના અંગથી ઉપન્યો, તાત તણો ઉપદેશ. ૧ માતા જેની પાર્વતિને; પિતા શંકર દેવ; નવ ખંડમાં જેની સ્થાપના, કરે જુગ ભુતળ શેવ. ૨ સીંદુરે શણગાર સજ્યા ને, કંઠે પુષ્પના હાર; આયુદ્ધ ફરશી કર ધરીને, હણ્યા અસુર અપાર. ૩ પેહેલા કરમાં જળ કમંડળ, બીજે મોદિકહાર; ત્રિજા કરમાં ફરશી સોહીએ, ચોથેરે જપમાળ ૪ ચાલો સૈયરો દેવ જઇયે, પુજીએ ગણપતિ રાય; મોદા લીજે મોદિક લાડુ, લાગીયે શંભુ સુતને પાય. ૫ એવા દેવ સાચા મુની વાચા, પુરે મનની આશ; બેઉ કર જોડી કહે જન વૈશ્નવ, દાસ તણો જે દાસ.

### શ્રી અંબાજીની પ્રારથના—કડવું ૧

આદ્ય શક્તિ મા અંબા પ્રગટયાં, જ્યાં પવન નહી પાણી; સુરી નર મુનીજન સર્વે કળાણા, તું કોણે ન કળાણી. ૧ તારૂં વર્ણન કેઇ પેર કરીયે, જો મુખ રસના એ સહસ્ર કેણ્યા શેષ નાગને, મા તોયે ન પામ્યો શેખ.

૨ જુવાં જુવાં રૂપ ધરે જુક્ત અંબા. રહિ નવ ખંડે સ્થા પી; મહા મોહા જડ મુઢ હતા મા, તેમની દુરમતિ કાપી ૩ ભક્ત ભાવ કરી ચરણે લાગું, મા આદ્ય શક્તિ જાણી તે મને સ્હાય કરવા તું સમરથ, નગર કોરની રાણી. ૪ તું તારા ત્રિપુરાને તોતળા, નવલ કેશ રંગ રાતી; બીજી સોભા શી મુખે કહીએ, રચના બની બહુ ભારી. ૫ હું શાવતીને બગલા મુખી, વહાણવટી તું માય; ભીડ પડે તમને સંભારૂં, કરજો અમારી સ્હાય. ૬ મા શેવક જન તારી વિનતી કરે, ઉગારજો અંબે માય; બ્રહ્મા આવી પાઠ કરે, વિશ્નુ વાંસળી વાય. ૭ શીવજી આવી ડાક વગાડે. નારદજી ગુણ ગાય; અબીલ ગુલાલ તણા હોય ઓછવ મૃદંગના ઝમકાર. ૮ સીંહાસન બેઠાં જુક્ત અંબા, અમૃત દ્રષ્ટે જોતી; શોભે શણગાર તેં સજ્યા મા, નાકે નિર્મળ મોતી. ૯ ખીર ખાંડ ધ્રત મદ શર્કરા, આ રોગો જુગ માય; અગર કપુર તારી કરૂં આરતી, શેવક જન શીર નામી. ૧૦ તું બ્રહ્માણી તું રૂદ્રાણી, તું દેવાધી દેવા; શકળ વિશ્વમાં તું છે માતા, કરૂં તમારી શેવા. ૧૧ માના શરણ થયા પ્રતિપાવન, પહોતી મનની આશ; કુળશક્ષેમ રાખજો અંબામા સર્વને, એમ કહે ત્રિપુરાદાસરે. ૧૨

## ઓખાહરણ રાગ કેદારો.

હુંતો શ્રી પુરષોત્તમ શીર નામું, હુંતો સકળ પદારથ પામું, વામું વામું રે દુઃખ સકળ કુળી વર તણાંરે.

## રાગ ઢાળ.

દુઃખ સકળ વામું કુળી વરનાં, સુણતાં પ્રાશ્ચિત જાય; ઓખાહરણ જે સાંભળે, મહા રોગથી મુકાય. ૧ તાવન

રીશે એકાંતરીયો, ન ચઢે તેની કાય; ભુનનો ભણકારો
તેને, ન આવે સ્મા માંય. ૨ પરિક્ષાત પુછે કહોને શુકજી,
ઓખાનો મહિમાય; કોણ રીતે થયો ઓખા,અનિરુધનો
વિવાહ. ૩ પ્રથમ હુતા નવ સુતાને, કહાવતા જે દસ સ્કં
ધ; હવે દશમની કહું કથા, જેમ ઉપજે આણંદ. ૪ હ-
રિએ વૃંદાવનમાં લીલા કીધી. વાયો મધુરો વંશ; પ્રથમ
મારી પુતનાને, પછી પછાડયો કંસ. ૫ પછી પધાર્યા દ્વા
રીકામાં પરણ્યા છે બહુ રાણી; સોળ શહસ્ત્ર શત આગ
ળી, તેમાં અષ્ઠ કરી પટરાણી. ૬ તેમાં વડાં જે રૂક્ષમણી
પ્રદ્યુમન તેના તન; પ્રદ્યુમનના અનિરુદ્ધ કહિયે, પર્મ ક
થા પાવન. ૭ આદ્ય બ્રહ્મા શ્રષ્ઠી કરતા, મરીચી જેના ત
ન; મરિચીના સુત કશ્યપ કહિયે; હિરણ્ય કશ્યપ રાજન.
૮ વિષ્ણુ ભક્ત પ્રલ્હાદજી, તેને વ્હાલા શ્રી ગોપાળ; પ્ર-
લ્હાદનો સુત વિરોચન, બળી રાય તેનો તન. ૯ બળિત
ણો સુત બાણાસુર, જેનો મહારૂદ્ર ચરણે મન; એક સ
મે ગુરૂ શુક્ર આવ્યા, બાણ લાગ્યો પાય. ૧૦ અહો ગુરૂ-
જી અહો ગુરૂજી, કહોને તપ મહિમાય; શુક્ર વાણી બોલિ
યા, તું સાંભળને રાજન. ૧૦ ત્રણ લોકમાં ભોળા શંભુ
આપશે વરદાન; મધુવનમાં જઇ તપ કરો આરાધો શીવ
ભગવાનરે. ૧૧

## રાગ મારૂ- કડવાં ૧

રાય તપ કરવાને જાયરે, એતો આવ્યો મધુવન માંયરે
કીધું કીધું મુશળ સ્નાનરે, ધરિયું શીવજી કેરૂં ધ્યાનરે.
૧ રાય બેઠો છે આસન વાળીરે, કર જમણામાં જપ
માળીરે, માળા ઘાલ્યા સૃષ્ટિએ કાનરે, તોયે આરાધે શીવ
ભગવાનરે. ૨ રૂધિર માંસ સુકાઇને ગયુંરે, શરીર સુકા

અદ્ભુત થયું રે; મહા તપિયો કેમ નવ બોલેરે, એના તપ
થી ત્રીભોવન ડોલેરે, વળતી બોલીયા શંકર રાયરે, તમો
સાંભળો ઉમયારે; એક અસુર મહા તપ સાધેરે; મારૂં
ધ્યાન ધરીને આરાધેરે, કોણ કહીયે જેનો બાપરે, તેતો
માંડી બેઠો મહા જાપરે. તમે કહોતો એને વર આપુંરે,
વળતાં બોલ્યાં છે રૂદ્રાણીરે, મારી વાત સુણો શુલપાણીરે
દુધ પાઇને ઉછેરીયે સાપરે, આગળ ઉપજાવે સંતાપરે.
એક ભસ્માગંધનો હડયોરે, વર પામીરે પુંઠળ પડ્યોરે, વ
ર રાવણને તમે આપ્યારે, જેને જાનકી નાથ સંતાપ્યારે
તેણે સાધુ ઘણા સંતાપ્યારે. માટે શી શી શીખામણ દી
જેરે, ભોળા રૂડુ ગમે તે કીજેરે, વળતી બોલ્યા શીવ રા
યરે, તમે સાંભળો ઉમયામરે. શેવા કરી ચઢાવે જળરે, તે
ની કાયા કરૂં નિરમળરે, શેવા કરી ચઢાવે સુગંધરે તેની
બુદ્ધિ કરૂં ધન ધનરે, જે કોઇ ચઢાવે બીલી પત્રરે, તેને
ધરાવું સોનાનું છત્રરે, શેવા કરી લગાડે ગાલરે. તેને કરી
નાંખું ન્યાલરે, નારી પાનિયે બુદ્ધિ તમારીરે, આપતાં ન-
વ રાખીયે વારીરે. હુંતો ભોળો નાથ કેવાઊંરે, હવે કપટી
નાથ કેમ થાઊંરે. એવું કહીને ચાલ્યા ભોળાનાથરે, મુક્યો
બાણાસુર શીર હાથરે, તુંતો જાગ્ય બાણાસુર રાયરે, તને
વર આપે શીવ રાયરે, હુંતો જાણુ મહારાજરે, આપો
શોણીતપુરનું રાજરે, શીવ માગું વારંવારરે, મુને આપો
કર હજારરે. શીવ અમર કરોને મારી કાયરે, ધેલા અમ
રતો નથી સ્વર્ગના દેવતાયરે.

## રાગ આસાવરી—કડવાં ૨

વર પામી બાણાસુરતો, શોણીતપુરમાં જાય, વનનાં વા
સી પશુરે પંખી, તે ભાગ્યાં બીવાય. ૧ કાંઇ નવ દીઠું ન

મ સાંભળ્યું, જેમ વૃક્ષ આંદ્યું જાય; આવીને જોવા વા
ળા દીઠો બાણાસુર રાય. ૨ નગર સમીપે ચાલી આવ્યો
બાણાસુર બળવાન; કોબાંડ નામે રાય તણે ઘેર, પ્રગટ પ
યો પ્રધાન. ૩ કોંકક દેશની કન્યા લાવી, પરણાવ્યો રાજ
ન, દેશ જીતવા સંચર્યો, રાય બાણાસુર બળવંત. ૪ પા
તાળે નાગ લોક જીતી, ચાલ્યો તેણી વાર; દેશ દેશ
ના અધિપતી જીત્યો, કહેતાં નાવે પાર, ૨વ ગ ૪ ઇને દેવ
જીત્યો, દેવ નાઠા જાય, સુરજે વળતી સાંગ ચાગી બાણ
તણા કરમાંય, જીતી સુરને પાછો વળીઓ મળીયા નારદ
મુન્ય, પ્રણામ કરીને પાયે લાગ્યો, તેણે સમે રાજન. ઓ
નારદજી ઓ નારદજી, ના થયું મારૂં કામ, એક જોધ્ધો
ન મળ્યો સ્વામી, પોહોચે મનની હામ; નારદ વાણી બો
લીયા તું સુણ બાણાસુર રાય, જેને તુજને હાથ આપ્યા
શીવશું કર સંગ્રામરે.

## રાગ હાળ ફકડાં ૬

કૈલાશપર્વત જઇ રાજાએ, ભરી ભરાવી બાથ; જળમાં જે
જેમ નાવ ડોલે, એમ ડોલે કૈલાશ. ૧ ટોપ કવચને ગદા
ફરશી, કડકડાટ બહુ થાય, તેણે સમે ઉમયાજી મનમાં લા
ગ્યાં રે બીવાય. ૨ જઇને શંકરને ચરણે નમીયાં, અહો અ
હો શીવ રાય, શાને કાજે બીહો પાર્વતી, આવ્યો બાણા
સુર રાય. ૩ શોણીતપુરનું રાજ્ય આપ્યું ઉપર કર હજા
ર, વળી માગવા શું આવ્યો છે; અંધ તણા કુમાર. ૪
શહસ્ત્ર હાથ તો મુજને આપ્યા તેતો સ્વામી સત્ય; એક
યોદ્ધા મુજને આપો યુદ્ધ કરવા સમરથ. ૫ પર્વત ઉપર
જો પછાડું, પર્વત ચુરણ થાય, પૃથ્વી ઉપર જો પછાડું

પૃથ્વી ફાટી જાય, આવો મહારૂદ્ર આપણે બે વઢીયે; તમે આવ્યાછો મારી નજરમાંયરે.

## રાગ ઢાળ કડવાં. ૪

તેનો તારે વગ કહે મેં ઉપજાવ્યો છે શેષ, તારા કાજે રાખશે કર બેને મસ્તક અક. તેતોસ્વામી કેમ હું જાણું ચિંતા મુજને થાય, લે બાણાસુર લૈજા, તને આપું એક ધ્વજાય, જ્યારે ધ્વજા ભાગી પડશે, તારાં કર છેદા ય. ૩ રૂધીર તણો વરસાદ વરસશે તારા નગ્ર મેઝાર, ત્યારે તું એમ જાણજે, રીપુ ઉત્પન થયો સાર. વર પામી વળી વળિયો બાણાસુર શોણીતપુરમાં જાય; પાર્વતીને પુત્ર ઉપન્યો, તેનો કહુ મહિમાય. ૫ એક સમે મહાદેવ કહે, મારે તપ કરવાનુ મન, તેણે સમે ઉમયાએ માંડયું, અતિ ઘણું રૂદન. અહો શીવજી અહો શીવજી જનમારો કેમ જાય, મારે નથી એક બાળક તે કહો વસે શી થાય. ૭ મહારૂદ્ર વાણી બોલિયા, જો એ મ્હારૂ વરદાન; એક પુત્રને એકજ પુત્રી ઉપજાવજે સંતાન. વર આપી મ્હાદેવજી, વન તપ કરવાને જાય; ઉમીયાજી નાહાવાને બેઠાં વિચાર્યું મનમાંય. ૯ શિવનાં ઘર મોટાં જાણીને, રખે આવતું કોય, બે બાળક મેલુ બારણે તે બેઠાં બેઠાં જોય. દક્ષિણ અંગથી મેલ લઇને, અચડ ઘડિયું રૂપ; હાથ ચરણને ઘુટણ પાની, ટુંકુ અંગ સ્વરૂપ. ચતુર્ભુજને ફાંદ મોટી દીસે પર્મ વિશાળ; શોભા તેની શી કહુ કંઠે ઘુઘરમાળ. ૧૨ પેહેલા કરમાં જળ કમંડળ, બીજે મોદીકહાર, ત્રીજા કરમાં ફરશી સોહીયે, ચોથેરે જપમાળ. ગણેશને ઉપજાવીને બોલ્યાં પાર્વતી માત, એની પાસે જોડ હોય તો કરે તે બેઠાં વાત. વામ અંગથી મેલ લઇને ઘડીયું કન્યા

રૂપ, શોભા તેની શી કહું શુકદેવ કહે સુણુ ભુપ. ૧૫ સેં થો ટીલડી રાખડી, અંબોડે વાંકી મોડ, કંઠ કપોળને કા મની; તેડે મોડા મોડ. ૧૬ કોથળી કુલડી વેલણ ડાબડી, રમત નાની ભાત; કંકુપડો નાડાછડી તે, આપ્યો બાઇને હાથ. ૧૭ ઉમીયાંજી નાહાવાને બેઠાં દીઠો નારદનો સંગ; અરે દૈવ હવે શું થાશે, નગ્ન દેખશે અંગ. ૧૮ ખીટલી આળા કેશ હતા; ઉમયાના તેણી વાર, શરીર પોતા કેરૂં ઢાંકયું ક્ષણ ન લાગી વાર.

ઉથલો.

નારદ વાણી બોલીયા, ઉમીયાજી તારો પાડરે;
મારૂ નામ નારદ ખરો, માંહો માંહે કરાવું વઢવાડરે.

## રાગ ઢાળ-કડવાં ૫

નારદ ચાલી આવીયા, જ્યાં તપ કરે મ્હાદેવ; મોરે શીવજી મોરે શીવજી નફ્ટ ભુંડી ટેવ. ૧ મડા મસીદે ભ મતા હીંડો માંથે ઘાલો ધુળ; આક ધંતુરો વિજીયા ચાવો કરમાં લ્યો ત્રિશુળ. ૨ તમેરે વનમાં તપ કરોને, ઘેર ચા લ્યું ઘર સુત્ર; તમો વિનાતો ઉમીયાજીએ ઉપજાવ્યાં છે પુત્ર. ૩ મ્હાદેવ ત્યાંથી પરવર્યા, કૈલાશ જોવા જાય; ગ ણપતી વાણી બોલિયા, આડી ધરી જેટીકાય. ૪ અસ્યા જટીલ જોગી ભસ્મ અંગે દિસે અદભુત; આજ્ઞા વિના અધિકાર નહીં; જો હોય પૃથ્વીનો ભુપ. ૫ વચન એવું સાંભળીને કોપીયા શીવ રાય; લાતો ગડદા પાટુ મુકી, આ વ્યા માંહો માંય. ૬ ગણપતીનો ગડદો પડે બ્રહ્માંડ ભાગી જાય; ત્રિલોકતો ખળભળવા લાગ્યું, આતે શું કહેવાય. ૭ ત્યારે શીવજી કોપિયાને, ચઢી મનમાં રીસ; કડાક લઇને

ત્રિશુળ મેલ્યું છેદ્યું ગણપતિનું શીશ. માગશર વદી આ
ઠમને દાહાડે પુત્ર માર્યો તતે; તે દાહાડેથી ચાલ્યું આવ્યું
[illegible]નું વૃત. ૯ તે મુસ્તક તો જઇને પડીયું અંદ્ર
[illegible] માંહે, તેથી ચતુર્થીને દીવશે અંદ્ર પુજા થાય. ૧૦
ત્યાંતે શીવજી ઘરમાં આવ્યા જ્યાં ઉમીયાજી નાહાય; આ
ખા બેઠોતી બારણે તે નાશી ગઇ ઘર માંય. ૧૧ અવ-
ળું કોટડીમાં જઇને પેઠી, મનમાં વાત વિચારી; ભાઇના
ટકા કીધા માટે મુજને નાંખશે મારી. મહાદેવજી ઘરમાં
ગયાને ઝબક્યાં ઉમીયા મન; નેત્ર ઉઘાડી નિરખીયું ત્યારે,
દીઠા પંચ વદન. ૧૩ વઋ પેહેરી ઉમીયા કહે છે, કેમ આ
વ્યા મહાદેવ; આક ભાંગ ધંતુરો ચાવો નફટ ભુંડો ટેવ.
૧૪ નાહાતા ઉપર શું દોડયા આવો, સમજો નહી મન
માંહે; બે બાળક મેલ્યાં બારણે, કેમ આવ્યા મંદીર માંહે
૧૫ છાની રહે તું પાપણી મેં જોયુ પારખું બધું, આ
ટલા દહાડા સતી જાણતો, પણ સર્વસ લુટી લીધું. ૧૬
મુજ વિના તેં પ્રજા કાઢી, એવું તારૂં કામ; પારવતી
તમે રાખ્યું હિમાચળનું નામ, ૧૭ વચન એવું સાંભળીને
ઉમાને ઉઠી જવાળ, કાલે તમો કહી ગયા હતા જે પ્રગટ
કરજે બાળ. ૧૮ ત્યારે શંકરે નીચુ જેયું, મનમાં વાત વિચા
રી, તારી પુત્રી તો નાશી ગઇ તરા પુત્રને આવ્યો મા
રીરે. ૧૯

## સાખી કડવાં ૬.

પુષ્પ વિના ઝુરે પીપળી, ફળ વિના ઝુરે જાય; બાંધવ
વિના ઝુરે બેનડી, પુત્ર વિના ઝુરે માય. ૧ પુત્ર કરશાણ
પુત્ર ધન, પુત્રજ આગેવાન, જે કુળ પુત્ર ન નિપંજ્યો તેનાં

ચુનાં બળે મશાંણ. ૨ પુત્ર વિના શીવ મારે પાંજર વન ઉગે અગ્નિ બળીશ, શિવ શાથી માર્યો ગણુપતિ; મ્હારો પુત્ર ક્યાંતી મળીશ. ૩

## રાગ વિલાપનો લક્ષણ.

બોલો હો બાળાંરે હો ગણુપત; બોલો હો બાળા ટેક. ઉમીયાજી કરે છે રૂદન હો ગણુપત, શિવ શાને માર્યો મારો તન હો ગણુપત. ૧ શિવપુત્ર વિના જેવી માય હો ગણુપત૦ તેની સંપત પરઘેર જાય હો ગણુપત૦ ૨ શિવ પુત્ર વિના જેવી માય હો ગણુપત૦ તેનું સગું કોઇ નવ થાય હો ગણુપત૦ ૩ શિવ પુત્ર વિના જેવી માય, હો ગણુપત૦ તે તરણાથી હળવી થાય હો ગણુપત૦ ૪ આને આપ્યું હતું વરદાન હો ગણુપત૦ મેં તો ઉપજાવ્યાં સંતાન હો ગણુપત૦ ૫ ત્યારે શિવને આવ્યું છે જ્ઞાન,હો ગણુપત૦ મેં તો આપ્યું હતું વરદાન હો ગણુપત૦ ૬ પેલા નારદીયાનું કામ હો ગણુપત૦ જુઠા બોલો જેનું નામ હો ગણુપત૦ ૭ એણે વાત કરી હોય જુઠિ, હો ગણુપત૦ હું તો તપથી આવ્યો ઉઠી હો ગણુપત૦ ૮ હું તો જીવાડું પુત્ર તમારો હોગણુપત૦ પુત્ર કેરો શોક નિવારો હો ગણુપત૦ ૯ મેં તો માર્યો તમારો તન હો ગણુપત૦ હું તો જીવાડું પાવન હો ગણુપત બોલો હો બાળા. ૧૦

## રાગ આસાવરી કડવાં ૭.

નદી ન્હાંગી મોકલ્યા તે, પેહેલી પાળે જાય; હસ્તિ એક મળ્યો માર્ગમાં, તે શિર છિન્નો થાય. ૧ તે ગજનું મસ્તક લાવી, ધડ ઉપર મેલ્યું નેટ; ગડગડીને હેઠે બેઠું, આગળ નિકળ્યું પેટ. ૨ કાળા એના કુંભસ્થળ, વરવા એના દાંત; આગળ એને સુંઢ મોટી, લાંબા પહોળા કાન. ૭

દેશમાં જાશે શું પોસાશે, અપાર મુજને દુઃખ, દેતા
સર્વે મેણાં દેશે, ધન ધન પાર્વતિની કુખરે. ૪

## સાખી કડવાં ૮

રૂપ ગુણને વાદ પડયા, ચાલ્યા રાજદ્વાર; ગુણને આ
પ્યાં બેસણાં, રૂપને કર્યો જુહાર. ૧ રૂપતો આપ્યાં શીવ
નાગરાં, કોઇ જોગી અવધુત; ચતુરાઇ દીધી જે ચારણાં
વળી કોઇ કોઇ રજપુત. ૨ પુન્ય વિના ધન કછુ કામકો
ક્યા કામકો ઉદક વિના કુપ, એ દો વસ્તુ કછુ કામકી,
જેમ ગુણ વિના રૂપ. ૩ સ્વરૂપ દિયો શિવ ચાતુરી, નિ
કર રૂપ તારૂ પાછું લે; રૂપ ગુણ ચાતુરાઇ નહીં એતો દુ
ખ માંથે. ૪ માયા દીની તેં શામકું, મુખ ધર દીના
નાર; લોચન દિયે કુકડકું જાય બેસે ઉંડ ઝાડ. ૫

## રાગ મારૂ

પંથી જ્યારે ચાલે ગામ પેહેલું લે ગણપતિનું નામ કે
થા ગ્રંથ આરંભે જેહ, પ્રથમ ગણપતિ સમરે તેહ; શો
ભાગ્યવંતી શણગાર ધરે, ગણપતી કેરૂં સ્મરણ કરે. સો
ની સમરે ઘડતાં ઘાટ, પંથી સમરે જાતાં વાટ. પંચ વ
દનના દેહેરા માંય, પેહેલી પુજા એની થાય. એ વિનાં મુ
જને પુજે તો; નહીં લેઉ પુજાય, લાખેણી પુજા કરે તો
સર્વે મિથ્યા થાય.

ઉથલો.

શાને કાજે રૂવે પાર્વતી શાને લોચન ચોળે જેને ઘેર
વીવાહ વાજન હશે, ત્યાં બેસશે ધીને ગોળેરે.

## રાગ ઢાળ કડવાં ૯

ઓખા ઓખા કહી ઉમીયાએ, સાદ કર્યો બે ચાર. ત્યા

રે ઓખા આવી ઉભી, નિસરીને બાહાર. ૧ બાઇ મશી ભામનીને તું તો નાસી ગઇ, મ્હાદેવે ગણુપતી મારેલ તે શુદ્ધ મને નવ કહી. તે માટે તારૂં અંગ ગળજો, કુણે એજો કાય; જા દૈત્યના કુળમાં અવતરજે, એણીપેર બોલ્યાં માય. ૩ ઓખાબાઇનો થરથર ધ્રુજ્યાં એતો સાત એટંટ; અપરાધ પામે માતા મારી, આવડો શો દંડ. ૪ ઉમીયા કહે મેં શ્રાપ દીધો, તે કેમ મિથ્યા થાય; દૈત્ય કુળમાં અવતરજે, દેવ વળી કોઇ જાય. ૫ અન નામે નારકમાં; બાઇ તાહારોરે મહિમાય; ઓખાહરણ જે સાંભળે, મ્હા રોગ થકી મુકાય. ૬ એક માસતા મોહા-રો ણું ભોજન કરવું જોય, એક માસજો નવ પળે તો પંદર દિવશ સોય, ૭ પંદર દિવશ નવ પળેતા, દિવશ કરવા સાત; સાત દિવશ નવ પળે તો, દિવશ કરવા ત્રણ. ૮ એક અલુણું મીઠા મોળું, કરવુંરે ભોજન; ઓખાહરણ ત્રણ વાર સાંભળવું, કરવું મીઠા દાન. ૯ ત્રાંબુ, સાનું, રૂપુ વસ્ત્ર પુન્ય વાધે મેરૂ સમાન; ગુરૂ જોશી સુરૂ રાયજીનો, જોતાં થક વિચાર. એ કથા રહી એટલી કહુ બાણાસુર મહિમાય. ૧૦

## રાગ રામગ્રીની ચાલ કડવાં ૧૦

રાય બાણાસુરને બારણે, વાળવા આવીરે ચંડાળ; નિત્ય પ્રત્યે રજ વાળતી, કરયું ઝાક ઝમાળ. બાણાસુરને બારણે. ૧ રાય રાય મેહેડિયેથા હેઠો ઉતરયો. થયો પ્રાતઃહ કાળ મુખ આગળ આડી ધરી, સાવરણી સાર. બાણાસુર૦ ૨ રાય બાણાસુર વળતી વદે, મનમાં પામી દુઃખ. મુજને દેખી કેમ ફેરવ્યું, આલી તારૂંરે મુખ. બાણાસુર૦ ૩ ત્યારે ચંડાળણી વળતી વદે, સાંભળિયે રાય; તમો હોય

અમો નીચશું. મુખ કેમ દેખાડાય. બાણાસુર૦ ૪ ત્યારે બાણાસુર વળતો વદે. સાંભળરે ચંડાળ; સાચું બોલ કા મની કરું બે કડકાય. બાણાસુર૦ ૫ ત્યારે ચંડાળણી વળતી વદે; સાંભળો રાજન, સાચું બોલે જે ઘટે તેનો દેજો દંડ. બાણાસુર૦ ૬ રાય પહેલો મેલો હમરો, તેથી મેલો લોભ; સહુથી મેલો વાંઝીયો, મુવે નવ પામે મોક્ષ. બાણાસુરને૦ ૭

## રાગ: આશાવરી કડવું ૧૧

ચંડાળ તો કાંઇ એક નથી, રાય દસ વિધના કહેવાય પહેલો ચંડાળ જેને કહિયે, નદી ઉતરી નવ નાહાય. ૧ બીજો ચંડાળ જેને કહીયે પુત્રીનું અન ખાય, ત્રીજો ચંડાળ જેને કહિયે; દુભે માત પિતાય. ૪ ચોથો ચંડાળ જેને કહિયે પરદારાશું ખાય. છઠો ચંડાળ કોને કહીયે હરે પારકું ધન; સાતમો ચંડાળ કોને કહિયે, જેનું મેલું મન. ૪ આઠમો ચંડાળ કોને કહિયે કરગાસું વચન; નવમો ચંડાળ કોને કહિયે, નહીતનયા કે તન. ૫

ઉથલો.

દસમો રાજા કરચંડાળ, એ દસ વિધના કહેવાય રે

## રાગ: આશાવરી-કડવું ૧૨

બળિયો રે બાણાસુર રાજા પુત્ર માગવા જાય; મહાદેવની પાસે આવી બેઠો તપ કરવાય. ૧ હજાર હાથે તાળી પાડી તવ રીઝીયા શ્રીમહાદેવ, આપોને આપો શિવજી પુત્ર એક તતખેવ. ૨ ચીત્રકોપ હસિયા તેડાવ્યા કરમ તણા જોનાર, પુર્વે રાજા તું તો કહાવે, વંશ તણો અવતાર. તારે વેગ એક જ હતો લાડકવાયો બાળ; બોજ

ન કરવા તું બેઠો તે સુખુને ભુપાળ તુજમાં તે જમવાને આવ્યો વેગે તારો બાળ, માટીવાળા હાથ ખરડ્યા, બાળ કના કહેવાય, ત્યારે તુજને સંખ્યા આવી હાંકી કાડ્યો બાળક ત્યારે થરથર ધ્રુજ્યો સાંભળને રાજન. બાળકનેતો રીસ ચઢીને નવ ગણ્યો તાત; તુજને પુત્ર વ્હાલો નથી તું જવાંયે જન્મ સાતરે. ૭

રાગ ઢાળ કડવાં ૧૩.

ઉમયા વાણી બોલીયાં તુ શુણ બાણાસુરરાય; તારા મ નમાં જો ગમે તને આપુ એક કન્યાય ૧ મુજનેઆપો દીકરી આપ્યા દીકરા સાત વાંઝીયાથી ભલી દીકરીદીકરી યે દીવા થાય. ૨ કોઇક દેશનો રાજા જોઇશ રાખશે ગાર નામ; પોષ માસની પુરણ માસે,. પ્રગટશે ઓખા આજ; વર પામી બળીયો બાણાસુર શોણિતપુરમાં જાય બાણમતીને ગર્ભ રહ્યો છે તેનો કહુ મહિમાય ૪ પો ષમાસની પુરણ માસે પ્રગટ થઇ કન્યાય, વધામણીયા પ રવર્યા તે રાજસભામાં જાય. ૫ જાણા જોશી તેડીઆ તે ની જન્મ પત્રીકા થાય. લિયાં બળ કરી ગુરૂજી બોલ્યા પો તે તેણીવાર વેહેલી ઉમયાજીના અંગથકી પ્રગટી છે કન્યા ય તેના નામે રાશી જોઇને નામ ધર્યો ઓખાય. ૭ એક વે ળા શુભલગનમા સંતાન પ્રગટીં સાર; એથી તારા હાથનો વેગે ઉતરશે ભાર. ૮ આકાશવાણી એવી થઇ તુ શુણ બાણાસુરરાય એક પુત્રી ઇચ્છા વર વરેને તારા કર છેદા ય. ૯ એ પુત્રી ઇચ્છાવર વરે તો સહસ્ત્ર હાથનો ભાર ઉતરે, એ પુત્રી ઇચ્છાવર વરે. બાણાસુર તું કેમ ઉગરે. ૧૦ તે માટે તેડી પરધાન, એણીપેરે પુછે રાજાન, હેવ વ ચન મીથ્યા નવ થાય, તે માટે કરવો ઉપાય, ૧૧ રચો

માળિયાં સુંદર સાર, તે માટે કરવો ઉપાય, ગોખા અને ચીત્રલેહાને, મેલો મંદીર માળિયાં માંયરે.

## રાગ ધનાશ્રી કડવાં ૧૪

પરીક્ષકે પ્રશ્ન કર્યું વિચારીજી, કહો કેમ પ્રગટ થઇ એઉ નારીજી, ગોખાને ચીત્રલેહા કેમ ધર્યાં નામજી; કે ઇ વિધિયે આવ્યાં અસુરને ધામજી.

### ઢાળ.

ધામ આવ્યાં અસુરને તેણે કામ સરૂ દેવનાં કર્યાં, સુ ને વિસ્તારીને વરણવો, કેવી રીતાએ અવતર્યાં. ૧ સુક દેવ કહે સુણ પરિક્ષત, અભિમન્યુ કુમાર; પ્રશ્ન તેં પુછ્યું મને તેનો સંદેહ ખોઉ નિરધાર. ૨ એકવાર દેવ પાતાળ નાઠા, બાણાસુરના તાપથી; ત્યારે વરૂણ કેરા જગનમા ક ન્યા પ્રગટી આપથી. ૩ કન્યા કહે કેમ પ્રગટ કીધી, ક હો અમ સરખુ કામ, ત્યારે દેવ કહે દૈત્ય દુઃખ દછે, બા ણાસુર જેનું નામ. ૪ કન્યા કહે દુઃખ કાં ધરો, બાણા સુર આવશે પાતાળ, એના પીતાના ચરણ પુજવા, ની ત્ય જાય છે પાતાળ. ૫ ત્યારે મને પુત્રી કરીને સોંપજો હું જાઇશ એને ઘેર, સાંકડી સગાઇએ સુતા થઇને, કરા વું ભુજની પેર. તેણે પાતાળ આવ્યા બાણાસુર રાજન, તેને દેવે દીકરી આપી, જો જાય તો પ્રતન. ૭ પ્રધાન કહે સ્વામી સાંભળીયે; આપો મુજને બાળ; કન્યાદાન ક રીને દેઉ તો ઉતરે શીરની ગાળ. ૮ ત્યારે રાજા કહે પ્રધાનને. આ પુત્રી મુકુ વન, કાલે તેડીને તું તો આવજે જાણે નહી કો જન; પ્રભાતે તે પ્રધાન આવ્યા પુત્રી બે ઠી જ્યાંય, પુત્રી તો સમાધી લેઇ, હરી ધ્યાન ધરે છે ત્યાંય. ૧૦ વાયુ દ્વાર જેને રૂંધીયાને. રૂંધ્યા શ્વાસો શ્વા

સ, જમણા પગના અંગુઠા ઉપર રહી છે ખટ માસ; પુ
રણ તપ થયું ત્યારે પધાર્યા ભગવાન. ૧૨ માગ્ય કહેતાં
કન્યા કહે મને કરો આજ્ઞા પ્રકાશ. ભુત ભવિશ વર્તમાન
સહુને ઉડી શકું આકાશ, ૧૩ એટલે પ્રભુએ તેને પાં-
આપી. વર આપીને વળીયા હરી, પ્રધાન આવ્યો પુર
વિષે તે કૌભાંડે પુત્રી કરી. ૧૪

વલણ.

કુંવરી થઇ પ્રધાનની તેનું પ્રાક્રમ કો પ્રીછે નહી;
શુકદેવ કહે રાય સાંભળી એ ચીત્રલેહાની ઉત્પતી કહી.

## સાખી કડવાં ૧૫.

ભાદરવે જે હળોતરાં. શત્રુ પાસે માગે શીખ. જે ઘેર
પુત્રી લાડકવાય, તેનાં માબાપ માગે ભીખ. ૧ બાળે અ
ગ્નિ બધુ વન દહે, જળ વડે પર્વત કોરાય; અબળા રૂઠી જે
કરે. તે ગતિ દૈવે કળી નવ જાય. ૨ નદી નારી જે રૂ
પિકળાં. મણીધર નવ કમળાં એતાં અંત ન લીજી; જો
વાંછે કુશળાં. ૩

## રાગ ઢાળ.

નગર થકી એક જોજન રાયે, મેહેલ રચાવ્યો સાર;
તેને ગોખ બારી ને અટારી, કહેતાં ન આવે પાર. ૧
મરકત મણિ મોતીયે જડયાં, માંહે પીરોજાના પાટ; હય
શાળા ગજ શાળા છે, હીંચવા હીંડોળા ખાટ. દિવશ મા
સને વર્ષે જાતાં, કન્યા મોટી થાય; ચિત્રલેહાને સંગે રમ
તાં ઉલટ અંગ ન માય. ૩ સવા લાખ જોદ્ધા રખવાળ;
મેલ્યા છે રાજન; એમ કરતાં ઓખાબાઇને, આવ્યું છે
જોબન. ૪ તમે રાત્રે જાગો દિવશે જાગો નવ મીચો લો
ચન, એખા દેશ માળિયામાં, રખે સંચરે પવનરે. ૫

## રાગ હાળ-કડવાં ૧૬

શોણીતપુર પાટણ ભલું, રાય બાણાસુરનું ગામ; આ-ખા તેની પુત્રી વળતી, કરતી ઉત્તમ કામ. ઘડી એકમાં આગળાં, ઘડી એકમાં પાર; નાનાં વિધની રમત રમે. ઘડી એક હીંડોળા ખાટ, ૨ ઘડી એકમાં ઢીંગલ પોતીયાં રમતી હોડાહોડ, હિંડોળે હિંચવાને કાજે, રેશમ કેરી દોર. ૩ ધમધમ ધમધમ ઘુઘરા ગાજે, ઘુઘરીયોનો ઘોર; નાની વિધનું ગાણું ગાતાં મધુરો નિકળે સાર. ૪ રમે જમે આનંદ કરે, મેહુલા મંગળ ગાય; જોબનવંતી થઇ છે એખા. મંદીર માળીયાં માંયરે. ૫

## રાગ સામેરી. કડવાં ૧૭

જોબનીયું વાપ્યુંરે એખા નાનડીરે લોલ; મારે જોબનીયાની જાય બેની મારે ઘડી ઘડીરે લોલ, તું તો ચીત્રલેહા સાંભળ સૈયર બેનડીરે લોલ મારો મુરખ પીતા કાંઇ જોતો નથીરે લોલ બોલી એખા વાણ સાંભળ બેનડીરે લોલ. મારો જાય કન્યા કાળ વર જોતો નથીરે લોલ મારા જોબનીયાના દિવશ દાહાડા ચારજો નાણુરે મણુશે પણ ટાંણે નહી મળેરે લોલ.

## રાગ આસાવરી-કડવાં ૧૮

પાંચ વર્ષની પુત્રી તેતો ગૌરીરે કહેવાય; તેને કન્યાદાન દેતો કોટી જગ્ન ફળ થાય, પણ પુત્રી કેરા પીતાને કોઇ સમજાવી કહો વાત; દેવ વિવાહનું ફળ જેને, વરસ સાત જો થાય, ૨ પુત્રી કેરા પિતાને કોઇ કહાવો ભવ ભવ, ગાંધર્વ વિવાહનું ફળ જેને વર્ષ થાય જો નવ. ૩ એમ કરતાં વળી વચમાં,

આવી પરે કાંઇ વાંક; મનુષ્ય વિહાહનું ફળ જેને, અગી ચારે આડો આંક. ૪ એમ કરતાં વરસ જાયને. બાર પુરાં થાય. પુત્રીનું મુખ્ય પિતા જુએ બેસે બ્રહ્મ હત્યાયરે.

## રાગ આસાવરી કડવાં ૧૯

ચિત્રલેહા પણ એણીપર બોલી સાંભળ સહિયર વાત; તુજને કાજે નહી પરણાવે, બાણુ તારો તાત. ૧ તુજને કાજે જો પરણાવે છેદાય રાયના હાથ; તુજને કાજે નહી પરણાવે, પ્રધાન મારો તાત. ૨ તાત કેરી આજ્ઞા લેઇ, આવોને ઓખાય; વચન સાંભળી ઓખા વળતી, ત્યાંથી ચાલી જાય. ૩ તાત આપો આજ્ઞા તો શંભુ પુજવા જાઊં, બાણાસુર પ્રત્યે સુંદરીએ, વચન પ્રકાશી કહ્યું. ઘેલી પુત્રી એમ ન કરીયે, બેશી રહો મંદીર માંય; ઘેર આવે મહાદેવજી, પુજીને લાગો પાય. ૫ વચન સાંભળી ઓખા ચાલ્યાં, પોતે તેણીવાર, ચીત્રલેહા સૈયર મ્હારી, ઉપાય કરવો સાર, ૬

## રાગ સામેરી કડવાં. ૨૦

ઓખા તારે શ્રવણે ઝુમકે ઝાલરે, ઓખા તારા કુમકુમ રાતા ગાલરે. ઓખા તું તો ચાલે હંસની ચાલરે. ઓ ઝીનો રંગરે ઓખા તારી ચુંદડીરે, ૧ ઓખા તારે બાંયે બાજુબંધરે, ઓખા તારૂં મુખડું પુનમ ચંદરે, ઓખા તારે મન ઉપન્યો આનંદરે, કસબીને કોરેરે ઓખા તારે સાળુડેરે, ઓખા તારા શોભીતા શણગારરે- ઓખાતારા તેજ તણો નહી પારરે. ઓખા તને વર્ષ થયાં દસ બારરે પાવલેને નેપુરરે ઓખા તારે વાજતાંરે. ૩

## સાખી કડવાં ૨૧

નેહેર ઝહેર બેની તારે વિછુવા, કર કંકણ મુદ્રિકાને હું

૨, એ પુરૂષ વિના પેહેરે પ્રેમદા, તે । ધિક પડયો અવ
તાર. ૧ સેંથો લીલડી રાખડી, નેણે કાજળ કુમકુમ આ
૮, પુરૂષ વિના પેહેરે જે પ્રેમદા, તે ; ધિક પડયો અવતાર.

## ચોપાઈ આશોર૦

બાઈએ તોડી નાંખ્યા હારરે, આ તું લે તારો શણગાર
રે, હુંતો નહી પામું ભરથાર, નહીતો એહું ઘાટડીરે. ૧
બાણાસુર મારો બાપરે, મારાં કોણ જનમનાં પાપરે, મુને
નહી પરણાવે બાપ નહી જોડ વાટડીરે. ૨

## રાગ ગોડી કડવાં ૨૨

વર વરવાને યોગ્ય થઇને, પ્રગટયાં સ્ત્રીનાં ચેનજી; ઓ
ખા કહેછે ચીત્રલેખાને. વાત સાંભળ મારી બેનરે, સૈયર
શું કીજે, અનીહાંરે દાડલા કેમ લીજે, મારી બેનીરે દોષ
કર્મને દીજે, અનીહાંરે કે વિષ ઘોળી ઘોળી પીજે. ટેક.
આજ મારે મુંચુ જોબનીયું, મઇ પુરણુ મારી કાયજી,
પિતા તો પીછે નહી, મારો કુંવારો ભવ કેમ જાય. સૈયર.
વાસરે નિત્ય જાય ને આવે, સૈયર મુજ સમાણીજી; હું ગ
પ્રાધણુ હરખે પીડાણી, આંખે ભરૂં નિત્ય પાણીરે સૈયર. ૨
ઓરે દુખે હું દુબળી મને અન્ન ઉદક નવ ભાવેજી; આ અ
વાસ રૂપી શુળીયેસુતાં તો, નિંદ્રા કેઇપેરે આવેરે. સૈયર.
૩ જળ વિનાની વેલડીને, લવણ વિના જેવું અન્નજી; ભ
રથાર વિના ભામની એતો દોહલા કાઢે દનરે, સૈયર. ૪ ધ
ન્ય હશે જે કામનીને, જેણે કંઠે કંથ ગ્રહી રાખ્યોજી, હું
અભાગણીયે પરણ્યા ધણીનો અધર રસ નવી ચાખ્યોરે;
સૈયર. ૫ મરજાદા મારે માણુસ કરે, આંખનો અણસા
રોજી; સ્વપ્નતો મેં સ્વપ્ને નવ દીઠું વ્યર્થ ગયો જનમા
... સૈ.. ૬, સ્વામીકેરો સંગ નહિ શાગાને તેથી બીજુ શું

નરતુજી હવે નવ રહી આશા પરણ્યા ફેરી, મુજ જોબન થાશે ઝરતુરે, સૈ. ૭ બીજી વાતે હું એ નહી મુજને, ભરથાર ભોગમાં મનજી, આંહિ પુરૂષ આવે તો પરણું, નવ પુછુ જોશીને લગનરે. સૈય. ૮ વચન રશીક કહેતાં કરૂણા ભારે, આવે લટકતી ચાલેજી; પ્રેમ કટાક્ષે પિઉને બોલાવે તે રૂદયા ભીતર સાલેરે સૈયર. સુખ દુખ કર્મે કરયું છે, હું સેવાણ મારે પાપેજી, બંધીગરી મારે કર્મ કરી, શુળીયે ચ ઢાવી મારે બાપેરે સૈયર. ૧૦ મરકલડે મુખ મધુરે ન ને, મરજાદા નવ આણીજી, શાક પાક પિઉને નવ સિરસ્યાં આધો પાલવ તાણીરે સૈયર. ૧૧ અકળ ગતિ છે શ્રીવીઠલજીની શું નિપજશે બેનીજી, ગોપાળજીનું ગ[illegible]તું થશે, મનડું મારું રહે નહીરે. સૈયર. ૧૨

### રાગ જવાડાની દેશી કડવું ૯

ઓખાને કહે ચીત્રલેખાજો, તું તો સાંભળ બાઇ સ્નેહાજો આપણ મોટાં માબાપનાં છોરૂ જો, કેમ કહીયે કાણું કે ગોરૂં જો, બેની લાંછન લાગે કુળમાં જો, પ્રતિષ્ઠા જાય એક પળમાં જો. અમે તો તમ પાસે ન રહિયે જો, જઇ બાણાસુરને કહિયે જો. વાત બાણાસુરરાય જાણે જો. આપણ બેનો અંત આણે જો. મને મેલી ગયો તારી પાસે જો, તારો બાપ રહ્યો વિશ્વાસે જો, મેં તો ન થાય તારૂં રક્ષણ જો, તુજમાં દિસે છે અપલક્ષણ જો બેની છોકરવાદ નકીજે જો, તારા બાપ થકી તો બીજે જો, તને દેખું છું મદમાતી જો, નથી પેટભરી અન ખાતી જો તારૂ વચન મુને નથી ગમતું જો, જોબનીયુ હશે સહુને દમતું જો. કામ વ્યાપે સર્વ અંગે જો, બેની રહિયે પોતાને ઢંગે જો. તું તો બેઠી નિહાળે પંથ જો, કાળાઅડમાં ક્યાંથી હશે કંથ જો, તં તો મુને

આંબમાં ઘાલીજો, માંથે છાણાં થાપીને ચાલીજો, હું પ્રીછી કામનું કારણજો, એની રાખજે હૈયામાં ધારણજો. તુતો જુવે લોકમાં ઓડાંજો, વામણું ક્યાંથી પાસે કાઢાંજો. બેની ડગલાં ન ભરિયે લાંબાંજો, ઉતાવળે ન પાકે આંબાજો, સારી ઓખાબાઇ સહુણાંજો, આવ્યો ચૈત્ર માસ એમ કરતાંજો; પછી ઓખાજી વૃત આચરતાંજો, અલુણું અન જમી દિન ખુવેજો દિપક બાળીને અવનીયે સુવેજો, માત ઉમીયાને આરાધેજો, દેહ દમન કરી મન વાળેજો, થયું પુરણ વૃત એક માસેજો, કોણ જાણે એકાંતઆવાસેજો.

વલણ.

અવાસ એકે સ્થંભ વિશે, વૃત કીધું ઓખાયરે;
સ્વપ્નામાં સંજોગ સ્વામીનો ભટપ્રેમાનંદ ગાયરે. ૧

## રાગ ઢાળ કડવાં ૨૪

બાઇ તું એ કુંવારી હું એ કુંવારી સાંભળ સહીયર વાત. ગોરમાની પુજા કરીયે, તો પામીશું નાથ. ૧ કોણ મસ વાડે કોણ દાહાડે ગોરની પુજા થાય, મને કરીને આપો પુતળાં, હું પુજું મોરી માય; ફાગણ વદ બીજને દાહાડે કરવું રે સ્થાપન. ચૈત્રસુદી ત્રીજને દાહાડે કરવું ઉથાપન; ૩ સહુમ સહૂ પાથરી સંદેસરાનાં ફુલ, પુજી અરચા ઓખા માગે જે જે વસ્તુ અમુલ.

## રાગ ધોળ -કડવાં ૨૫

ગોરમા માગુરે ગોર માગુ મારા બાપનાં રાજ, માતા સદાયે સોહાગણી. ૧ ગોરમા માગુરે મારા ભાઇના રાજ ભાભી તે હાલ હુલાવતી. ૨ ગોરમા માગુરે મારા સસરાનાં રાજ, સાસુને પ્રજા ઘણી. ૩ ગોરમા માગુરે દિયર

જેઠનાં રાજ; દેરાણી જેઠાણીનાં જોડવાં. ૪ ગોરમા માગુ રે તમારા પાસ, અખંડ એવાતન ઘાટડી. ગોરમા માગુ રં હુંતો વારંવાર ચાંલો ચુડોને ઘાટડી, ગોરમા માગુરે સરખા સરખી જોડ માંથે મન ગમતો ધણી.

## રાગ ઢાળ કડવાં ૨૬

એક દાહાડો ચિત્રલેહાને ઊંચં આવી સાર, વારી પુષ્પે કરતી પુજા, ઓખા તે નિરધાર, એટલે ચિત્રલેહા જાગી જુવેતો વાત વિચિત, વાશી પુષ્પ ચડાવ્યાં દીઠાં, થઇ રહી ભય ભીત. ૨ વાશી પુષ્પે પુજા કીધી, નહિ પામે ભરથાર. ભરથાર જો હું નહી પામું તું સાંભળ મોરી માય. ૩ આ લે તારાં પુતળાં મારી પુજે છે બલાય. ઉપર પાણી રેડીયે તો અફરતાં દોવાય, ૪ ઊંચેથી પછાડીયેતો ભાંગી ભુકો થાય; માટીયે મંદીર ચણાય, માટીયે ઘર લંપાય. ૫ પંદર દહાડા પુજા કીધી બોલાવ્યાં નહી બોલે; તુંતો એની કહેતીજે નહી ગોરમાને તોલે. પકવાન પેંડા મેલીયેતો કડકો કોર નખાય. તું આલે તારાં પુતળાં મારી પુજેછે બલાયરે

## સાખી કડવાં ૨૭.

શીવનાં લીજે ઓવારણાં, જેણે નેત્રે બાળ્યોરે કામ, ત્રિપુરા દૈત્યને વિડારીયો, હુંતો કેમ મેલુ નામ. ૧ શીવનાં૦ જેણે ગંગા ધરી શીશ; ભાગીરથી તપથી ઉહાડયો; હુંતો તે કેમ ઇશ. શી૦ ભોળા સુવે શમશાનમાં ચોળે ત્યારે રાખ, માગે તાએ ભિક્ષાવૃત, આપે તેને લાખ. શી૦ ૩

## રાગ ઢાળ.

હિમાચળની ભાણેજી ભાઇ ગણપતી મારો વીર; મ્હાદેવજીની પુજા કરીયે મન રાખીને ધીર. બેચરી ગતમાં

ઓખા આવ્યાં: તેનો કહુ વિસ્તાર. સ્નાન કરીને કામની
એતો સજ્યા સોળ શણુગાર. નેપુર વાજે વિંછવા ગાજે ઝાં
ઝરનો ઝમકાર, નાગદમણી ઝુમણું, ફર એકવળ હાર, ૪
ડાવ ચુડલો ઝુલતી દામણી, દામણીએ ચકલીઓ ચાર; ૫
ગે પાવલાંને નેપુર વાજે ઘુઘરીના ઘમકાર. વાળેવાળ મોતી
પરોવ્યાં મોતીની શેરો સાર; દરપણ લીધું હાથમાં મુખે
તંબોળ ભરાયાં સાર. કનકથાળ મોતીએ ભરયો માંહે શ્રીફળ
ફોફળ પાન. આક ધંતુરો આગથીઓ, શંખાવળી નિરેવા
ણ. આકાશમાર્ગે પક્ષિણી તે વેગે ચાલી જાય; ઇંદ્રકેરૂ વિ
માન ચાલે એવીછે શોભાય. મહાદેવને પાર્વતી બેઠાં પાસા
રમતાં સાર, મહાદેવ કહેછે પાર્વતિને એ આવી કોઇનાર
સામી કાંઇ ઘેલા થયા એ બાણુ તણી કુમાર; હોતે તું એ
મ જાણેછે જે કરશે અંગીકાર. ૯ પાર્વતીએ મન વિચાર્યું
હવેતે વંકી વાત, મહાદેવજીને કામી જાણી લોચને દીધા
હાથ. ત્રિજુ લોચન ઉઘડ્યું શંકરને લેલાટ; પાંસે આવી
ઓખા દીઠી લજ્યા પામ્યા તાત. ૧૧ તેણે સમે ઓખા
આવી ઉમીયાને લાગ્યાં પાય. આવડી ઉતાવળી થઇ આ
વી નહી પામે ભરથારરે. ૧૨

## સાખી કડવું ૨૮

ઓખા કહેછે અમે પેઠાં પાણીમાં, તરવા તુંબા ગૃહ્યાં
મારાં તુંબાં ફુટીગયાં. ઓખા કહેછે તરસ લાગી મારા ત
નમાં સરોવર તીરે હું ગઇ, પીવા ઝબોળી પાય, મારાં ભ
ર્યાં સરોવર ગયાં સુકાઇ. આણીજ તીરેથી અળગાં થયાં
પેલી તીરે નવ ગયાં, કરમ તણે સંજોગે અમે મધ્યજળ
વચે રહયાં, હુંતો આવીતી ઇશ્વર પુજવા સામો દીઠો શ્રા
પ. પરણ્યા પેહેલું રંડાપણુ થયું, મારાં કિયા જનમનાં

પાપ. ઉમીયા તું તો મોરી માવડી, છે.૩ ના દીજે છેહ, મા
વીત્ર તમે કેમ છુટશો; હું પુત્રી તમારી તેહ. ૫

## ઢાળ.

વર માગો વર માગો ઓખા વર માગો આણી વાર;
માગુંછું માગુંછું મા સુંદર વર ભરથાર. ૧ જા ત્રણ વા
રજો તેં માગ્યો તારે ત્રણ હજો ભરથાર, અરર માન
વિયોમાં વાત કરી નવ જાય. ૨ પુરૂષને નારી ઘણેરી, તું
સાંભળ મોરી માય: નારીને તો પુરૂષ બીજો, શ્રવણે સુ
ણ્યો નવ જાય. ૩ તેં માળીઆમાં નિંદા કીધી, પુતળાની
સાર; તે માટે તુને શ્રાપ દેઉંછું, જા ત્રણ હજો ભરથાર.
સુંદર માધવ માસ આવશે, દ્વાદશીનો દન; તે સ્વપ્નામાં
આવી પરણશે, પ્રાણ તણો જીવન. ૫ તું જાગ્યા કેડે ઓ
ળખજે; તને કહુંછું સત્ય વિવેક. ત્રણ વાર તો પરણશે,
પણ વરતો એકનો એક વર પામી ઓખાબાઇ ચાલ્યાં મં
દીર માળીયે સાર, અરે બાઇ હું પામી આવી, સુંદર વ
ર ભરથાર. તેમ કરતાં ઓખાબાઇના દિન ઉપર જાયદિન
સુંદર માધવ માસ આવ્યો, દ્વાદશીનો દન. સુંદર સજ્યા
પાથરીને શણગાર્યું ભોવન; આજ સ્વપ્નાંતરમાં આવશે,
મુજ પ્રાણ તણો જીવન. ૯ સંધ્યા થઇ રવી આથમ્યો,
થમીયો કષ્યપ તત, હજુયે ન આવ્યો હજુયે ન આવ્યો
મુજ પ્રાણ તણો જીવન; પોહોર રાતતો વહી ગઇને, હજુયે
ન આવ્યું કોય, ઉમીયાજીએ વચન કહ્યું તે, રખે રે મીથ્યા
હોય. વા વાયને બારી હાલે, ખડખડાટ બહુ થાય. આ
આવ્યો આ આવ્યો કહીને ઝબુક બેઠી થાય. તમો આ
વ્યાછો તે જાણુંછું મારી સગી નણંદનાવીર; બોલ્યા વિ

ના નહી ઉઘાડુ હઠકુ છે મન ધીર. વણા લીધી હાથમાં ને, ગીત મધુરાં ગાય; ઓખા કેરા માળીયામાં ઉછરંબ હુ થાય. એકાકળી બોલે નહી, તેને વાગે ભણકારાય, વા આવ્યો દક્ષણ દિશાનો, દરિઆવ કેરો વાય. ૧૫ દક્ષિણ દિશાનું જાળીયું તેમાં ફરફર વાયુ આવે; ઓ આવ્યો ઓ આવ્યો મારા પ્રાણ તણો આધાર. તેવામાં બીજું બા રણું ખડખડવા લાગ્યું જ્યારે, ઓખા બાઇએતો દોટ ક રી દ્વાર ઉઘાડયું ત્યારે. બાણાસુરે મેહેલ રચ્યો છે, તેનો સ્થંભજ એક; તે તણાં પડછાયો તે ઓખા નજરે દેખે, ૧૮ ઓ પેલા આવ્યાછો તમ ઉપર જાઉં વારી; બોલ્યા વિના તો નહી બોલાતું, હું ગુણવંતી નારી. બાણાસુર જા જાણશે તે, લેશે બેઉના પ્રાણ; શાનેનકાજે અહીં ઉ ભાછો સાસુના સંતાન. ૨૦ ઓખાબાઇનો માળીયામાં પા પાડે છે બકોર, ઇશ્વરને પાર્વતી ગગને સાંભળ્યો છે સોર કોણ રૂવે છે ના, ઉમીયા કહે મહાદેવજીને, ઓખા રૂવે નિરધાર. વચન આપણું મીથ્યા કરવા બેઠી બાણકુમાર તામશી વિદ્યા મોકલી તે, નિંદ્રાનો ભંડાર. મધ્ય રાતતો વહી ગઇને મીચાણાં લોચન; સ્વપ્નાંતરમાં આવી પરણ્યો પ્રદ્યુમન રાયનો તનરે.

## રાગ —ઢાળ કડવાં ૨૯

સ્વપ્નાંતરમાં સોરઠીયાની જાનરે સ્વપ્નાંતરમાં વડસસરો ભગવાનરે. ૧ સ્વપ્નાંતરમાં ખળકે મીંઢળ ચુડીરે, સ્વપ્નાંત રમાં ઓખા દિસે છે અતી રૂડીરે. સ્વપ્નાંતરમાં વરત્યાંછે મંગળ ચારરે, સ્વપ્નાંતરમાં આરોગ્યા કંસારરે. સ્વપ્નાંત માં કરેછે પીઉજી શું વાતરે, સ્વપ્નાંતરમા હશી હશી તા

ળી લેઈ હાથરે ચિત્રલેહા ભરીરે નિંદ્રામાંતી જાગીરે ઓ ખાબાઈને કોણ કરમ ગતી લાગીરે ઓખાબાઈને નાટક ચેટક લાગ્યુંરે, તેતો કેમ કરીને થાશે અગગુરે જાગને જાગ્ય ઓખા તાહરે જે જોઈયે તે માગ્યરે.

## રાગ મારૂ કડવાં. ૩૦

ઓખા ભરીરે નીંદ્રામાંથી જાગી, અંગો અંગ અંગી ઠા લાગી. ફટ પાપણી શીદને જગાડી. મને ભર્યા અમૃત માંથી કહાડી, ફટ પાપણી એ શું કીધું, અમૃત લેઈને વીખ દીધું. બીડી પાનની અડધી કરડી, ખાધા મનચિંતા મુખ મરડી. જુવો મારા કરમની કરણી, વરસેં મેલી ગયા મુને પરણી. મારા પિઉને મલી જે આવી, મારા નાથ ગયારે રીસાવી, મારા હઈયા કેરો હાર આણીરે આપો આણી વાર.

## રાગ સોરઠ કડવાં ૩૧

સૈયરરે ભુંડી સૈયર શત્રુ શે થઈને લાગી; મને સ્વપ્નામાંથી જગાડીરે હો ઉમીયાનો વર આજ સફળ થયોને જપતાં તે દાહાડી દાહાડીરે હો અધવચ કુવામાં મુજને ઉતારીરે; વચેથી વરત મેલ્યું વાઢીરે હો બાગ બગીચામાં ફુલ ફુલ્યાંછેરે હો ફુલી મારી તનડાની વાડીરે હો પ્રેમાનંદ પ્રભુ જાતાં ન ઓળખ્યો હો ખેતરી નાયછે દાહાડી દાહાડીરે. હો સૈયરરે ભુંડી સૈયર શત્રુ શે થઈને લાગી મુને સ્વપ્નામાંથી જગાડીરે હો.

## સાખી કડવાં ૩૨

ચંદા તું તો કોડ વરસ સ્વપ્ને થયો સંજોગ; શ્રાપ દે ઉધ્યું સુરજ દેવતા. મુજ જાગે પડીયો વિજોગ. સ્વપ્નામાં

બાઇ જોને કરમ વિચાર. ૬ નાથ મેલી અમારે, ગયા મા
રાં કોણ જનમનાં પાપ આ ૮ વેરણ થઇ, બાઇ મારા
સ્વપ્ના ફરી રાત, જો ન મેં તો જાગ્યું રે જાણ્યું મારા
પ્રભુને ભેટ કરીશ જો પ્રભુ નહી મળે રે હું તો મારા પ્રાણ
તજીશ ૮

## સાખી કડવાં ૩૩.

ગોખા રૂપે ચીતરેલા વિનવે, ઘેલી સૈયર ન વરોવ સ્વ
પ્ને દીઠું જો સંપજે, મનનું ધાર્યું થાય, જળ વલોવે
માંખણ નીપજે; તો લુખુ કોઇ ન ખાય ચિત્રલેખા તું તો
મુને વાહાલી હતી. જાણું મારા હૈયાનો હાર, કંય વી
જોગણ કરમે કરી, જાણું મારા બાપ તણી મારનાર. વે
રણ થઇ વિધાત્રી એણે આડા લખીયા આંક, એકવાર
આવે મારા હાથમાં, તો ઘસીને વાઢું નાક, કરમ લખ્યા
વેતો લખે ભરીને મેલ્યો આંક; કરણી પામી ભોગવો તે
માં વિધાત્રીનો શો વાંક. ૫ વિધાત્રી આપે તેને લક્ષ દિ
યો ન આપે તેને છેક, એક વાર પોકારે બારણે તેને પુ
ત્રોજન એક. લાંચ લેઇ તું તો લખતી હતી આપો સહુ
પેહેલું. મારા પિઉ વિજોગણના જાણતી, મારૂ મરણ લ
ખાવતી વહેલું રે. ૭

## રાગ અશાવરી—કડવાં ૩૪

સ્વપ્નું સાચુ ન હોય, સૈયર મારી સ્વપ્નું સાચુ ન
હોય; એક રંક હતો તે રાજ્ય પામ્યો, સ્વપ્નાંતરમાં સા
ર; તેને હસ્તી ઝુલે બારણે, રથ ઘોડા પરમ વિશાળ.
જાગીને જોવા જાય ત્યારે, ગર્દભ ન મળે એક; એક નિ
ર્ધનિયો તે ધન પામ્યો, સ્વપ્નાંતરમાં સાર, તેને દેશ વિ
દેશે વહાણ ચાલે. વાણોતર છે સાર. જાગીને જોવા જા

ગો ત્યારે, કોને લાવે પાસ, એક મુરખ હતો સ્વપ્નાંત
રમાં ભણીયો વેદ પુરાણુ, જાગીને ભણવા જાય ત્યારે
મુખે ન આવરે પાશાણુ એક વાંઝીયો તે સ્વપ્નામાં વેગે
પામ્યો બાળ; તેનું ઘોડાયું ઘોજારે બાંધ્યું પારણું પરશા
ળ, જાગીને જ્યારે જોવા જાય ત્યારે કોનું લાવે બાળ..
સ્વપ્નું સાચુ ન હોય સૈયર મારી સ્વપ્નું સાચુ ન હોય.

## રાગ કલ્યાણ કડવાં ૩૫

ચિત્રચાળીને વાનો વાળાને, રંગ ભેળાને, પટ મેલાને,
લેખણ લાવીને કરમાં સાહીને રંગ ભરતીરે ચીત્ર કરતી
રે હવે સ્વર્ગના લોક લખાયરે; લખ્યા સ્વર્ગ લોકના રાયરે;
ઉર લોક લખ્યું ને ભુર લોક લખ્યું. જમલોક લખ્યાને ત
પલોક લખ્યા, સત્યલોક લખ્યોને વૈકુંઠ લખ્યું. ગુણલોક
ખ્યો ને ગાંધ્રવ દેશ લખ્યો હવે ઓખાબાઇ તમે ઓરાં
આવોરે, આમાં હોય તેને આળીને ઓલાવોરે; ઓખા આ
વીને કાગળમાં જોયરે; એતો રતે રાતે લોચને રોયરે
બાચ્ય બાળ્ય આતો નથી ગમતુંરે; તેને રશુવગડામાં મે
લો જઇને રમતુંરે. ચિત્રચાળીને વાનોવાળીને લેખણ લાવીને
કરમાં સાહીને, હવે પાતાળ લોક લખાયરે,. અતળ લખ્યું
ને વિતળ લખ્યું સતુતળ લખ્યુંને પાતાળ લખ્યું, તળાતળ
લખ્યુંને રસાતાળ લખ્યું મ્હાતાળ લખ્યું તેણીવારરે, લ
ખ્યા પાતાળ લોકના રાયરે, નાગલોક લખ્યા તેણીવારરે,વા
સુકી નાગ લખ્યાને ત્રિક્ષક નાગ લખ્યા, પુંડરીક નાગ લ
ખ્યાને મણિધર નાગ લખ્યા, શેષનાગ લખ્યા તેણીવારરે
મારી ઓખા સહુથી ઓરાં આવોરે, આમા હોય તેને હશી
ને ઓલાવોરે, બાચ્ય બાળ્ય તેના દર્પરે, હું શું સ્વપ્નાંતર
માં પરંણી આવા સર્પરે, આતો કાળા, લીલા, પીળા સાપરે

લખનારી ચિત્રલેહા તારા બાપરે. ચિત્રચાળીને ગ્રાનોવાળી ને દીવો બાળીને કાગળ પાડીને હવે મૃત્યુલોક લખાય.લખ્યું મૃત્યુ લોકના રાયરે, અજમેર લખ્યુંને અલીયાર લખ્યું મુલતાન લખ્યુંને મારવાડ લખ્યું ખોરાસન લખ્યો ને બંગાળ લખ્યો, એકમુખા લખ્યાને અકમુખા લખ્યા, સ્વાનમુખા લખ્યાને મંજારમુખા લખ્યા. હસ્તિમુખા લખ્યાને ગર્ધવમુખા લખ્યા. એકટંગા લખ્યાો અગ્નિબાગા લખ્યા. લખી વસ્પતી બાર અઢ રરે,ઓખા આવી જુવો ભરથારરે, બાઇ કાગળ લખ્યો તે તારો પાડરે, હું શું સ્વપ્નાંતરમાં પરણી ગાવ ઝાડરે બાઇ લખતાં તે લેખ તુટીરે ખડીયામાં રૂશનાઇ ખુટીરે થયા કાગળના અંબારરે તવે સ્વપ્નુ નવી લાધ્યું સારરે.

## સાખી કડવાં ૩૬

સોરઠ દેશ સોહામણો મુજને જોયાના કોડ; શ્રીરત્નાગરને ગોમતી, ત્યાંતો રાજ કરે રણછોડ. ૧ સોરઠ દેશ સોહામણો, ન ચઢયો ગઢ ગીરનાર, ન નાહાયો ગંગા ગોમતી, તેનો એળે ગયો અવતાર. ૨ સોરઠ દેશ સોહામણો વેલ વેલ કેલ કરંત; ગંગોદક ભરી કંચુકી, રાયહરી ચરણે ધરંત. સોરઠ સુઘડ માનવી, રાજ નીત નીત કરે વેહેવાર, એક નગર નહી માનવી, તેને ઉભા ઉભા જુહાર.

## રાગ હુલાળી

આજરે સ્વપ્નામાં દીઠી સૌરઠાયાની જાનરે; જાણ્યુંરે જાદવરાય આવ્યા પરણવાજો, આજરે સ્વપ્નામાંદીઠાગોમતીનીતીરરે, આજ સ્વપ્નામાં દીઠા હરધરજીના વીરરે; આજરે સ્વપ્નામાં દીઠા સુંદર વર ભરથારરે; તેમાં અડધાં ઊંઘાંને અડધાં જાગતાંરે.

## રાગ -ઢાળ કડવાં ૩૮

ચિત્રલેહાના હાથમાં મેલ્યુ લખ્યું પુતળું જોઇ, પ્રેમ આણી ઓખા બાઇએ ઝુંટી લીધું તેહ. ૧ કરમાં લેઇને કામની કાંઇ હેઠે આલીંગન, માળીયામાં મેલી ચાલ્યા પ્રાણનાથ જીવન. પેહેલીવાર તો માળિયામાં મુજને ગયા મુકી; આ ણીવાર હું નહી જવા દેઉં પેહેલીવાર હું ચુકી. આણી વાર હું નહી જાવા દેઉ મેં ઝડ્યો છે છેડો; મારા પેઉજી પરવરોતો મુજને સાથે તેડો. ૪ ચિત્રલેહા ઓખાપ્રેર બો- લી શા જોડે છે જોડા, તેતો પોહોડ્યા દ્વારીકાંમાં આતો ચીત્રામણના ઘોડા રે.

## રાગ પરજ્યું કડવાં ૩૯

આપો આણી. તે વર સંગે ન આપોતો આણી. ટેક. નીકર કાઢું મારો પાણી, તે વર મુને આપો હો આણી મેંતો સ્વપ્ને દીઠો જે છેલ ભોરે તેની પાપણનો છે મા ભોરે, મારૂ મનકુ હસ્યું લટકાળો, તે વર મુને આપોતો આણી. ૧ જેના દીલે ગાડુ અજાણુરે મકરાકર કુંડળ કાનરે અંગે શોભે એ ભીને વાન. તે વર મુને૦ જેનાં લક્ષણ વીશને બારરે મુને પરણી ગયો છે કાલરે, તેને વરસ થ યાં દસબાર. તેવર મુ૦ ૪ વરની લટકતી છે ગાલરે મુને પરણી ગયો છે કાલર તેને ટપકુ કીધું ગોરે ગાલ તે વર મુ૦ રાજે પીતાંબર પરીધામરે મુને કેહેતો ગયો નહીના મરે ત્યારે કયાંથી સરે મારૂકામ, તે વર મુને૦ ૬ ચીત્રલે હા બોલી વાણુરે સહચર કેમ થઇ અજાણુરે બાઇ મા રી ત્યાંતે જાય્યે કોણ. તે વર । મુને૦ ૭ કોટ કાંગરે ચાંમુડાયરે; છપન કોડ છે ચોકી માંહેરે ચક્ર જળહળતું છે ત્યાંયરે; મુને મારે હેલા માંય. તે વર મુને૦ ૮

## રાગ મારૂ-કડવાં ૪૦

ઓખા કહે છે સુણ સાહેલી લાવ્ય કંથને વેહેલી વેહે-લી બાઇ તું છે સુખની દાતા,લાવ્ય સ્વામીને થાય સુખસા તા, ચતુરાને કહે ચીત્રલેહા આણ્યાના ઉપાય કેવા, દુર પં થછે દારામતી,કેમ જવાય મારી વતી;ત્યાં જઈ ન શકે શ ક્ર રક્ષણ કરે છે સુદરશન ચક્ર, જાવું જોજન શહસ્ત્ર અ ગીયાર, તારો કેમ આવે ભરેથાર; નયણે નીરની ધારા વ હે છે કરજોડીને કન્યા કહે છે, બાઇ તારી ગતી છે મો ટી તને કોઇ ન કરી શકે ખોટી; સઇયરને સઇયર વ્હાલી મેં તમને હાથે ઝાલી, આપણુ એક જાણી સંગતી તું પ્રાણ દાતા છે વિધાત્રી, માબાપ વેહેરી છે મારાં મેં ચ રણ સેવ્યાં છે તમારાં વિધાત્રી તું દીન દયાળ એમ કહી નેં પગે લ.ગી બાળ; ચિત્રલેહાયે ધારણા દીધી, પછી દેહ પક્ષીણીની કીધી.

## રાગ ઢાળ કડવા ૪૧.

ચિત્રલેહા કહે એખાબાઇ મારે દ્વારકામાં જાવું;પ્રભુના ના ઘરમાં ચોરી કરવી નથી લાડવો ખાવું, ૧ અગીયાર શહસ્ત્ર જોજન જાવું હરવા શ્રીજુગદીશ. સુદરશન જો ચક્ર મળેતો છેદે મારૂ શીશ. બાઇ તુજને તાણુ તો નવ પડેને જેમતેમ વેહેલી થાને લાવ્ય મહારા કંથને તું ખો ટી થાય છે શાને, જાતીવેળા ઓખા કહે છે મારો વરછે રૂડો કરમે મળ્યાંછો કુંવારાં; માટે રખે પેહેરતાં ચુડો.ચિ ત્રલેહાએ કહેવા માંડયું મનમાં રાખો ધીર, તુજ સ્વપ્ના માં પરણીગયો મારી માડી જાયો વીર, ત્યારે એખા કહે વા લાગી જોઇ રહી વાટડી, મારો વર રૂડો જાણી એહ

તી ધારડી. હું નહી ઓહું ધારડી તું એ શી બોટી વાત તુજ સ્વપ્નામાં પરણી ગયો મારો માડી જાયો ભ્રાત. એ વું કહીને ઉત્પતી તે પવનવેગે જાય, આકાશ મારગે સં ચરી પોહોચી ગોમતી માંય. ૮ ગોમતીમાં મરદન કર્યું ને વિચાર્યું તે ઠામ; પ્રભુના ઘરમાં ચોરી કરવી નહી એકલાનું કામ. પછીતો નારદમુની સંભાર્યા તત- ક્ષણ આવ્યા ધાઇ; કહેરે મુજને કેમ સંભાર્યો ચિત્રલેહા બાઇ. ૧૧ બાણાસુરની દીકરીને લાધ્યું છે સુપન. અ નિરૂદ્ધ સેજે વરી ગયો વિભળ થયું છે મન. ચોરી કર વા હું આવી સુદર્શન આડું થાય; તે માટે તમને સંભા ર્યા કરવા મહારી સાહાય. ૧૨ નારદ કહેછે ઓરે બાઇ તે તેમાં તે શું કામ. એક તામશી વિદ્યા એવી ભણાવુ ઊંઘે બાધું ગામ. ૧૩ ચીત્રલેહા કહે સાચું કહ્યું, પણ છે તરવા જાગદીશ.સુદર્શન પેહેલું ચક્ર મળેતો છેદે માર શી શ. ચક્રની ચિંતા નવ કરશો. નીકળશે ચોકી ફરવા. તે રે મારગે હું જઇશ બેસાડીશ વાતો કરવા; પછી તામ શી વિદ્યા ભણતી જીભે જપતી જાય; ચોસઠ કળામાં આ મુંડા તે ઝોક ડોલાં ખાય. ૧૬ ગામ તો ધારણ પડયું ઊંઘ્યા સઘળા લોક, ચિત્રલેહા નગરમાં પેઠી મુકી મનનો શોક. નારદે વિચાર્યું ચિત્રલેહા અનિરૂદ્ધને લેઇ જાશે શી વને સામળીયો લઢશે જુદ્ધ જોવા જેવુ થાશે ૧૮. ચક્ર ચોકી ફરતુ આવ્યું મારગમાં નિરધાર, તે મારગે સામા મળિયા નારદ બ્રહ્મકુમાર. ૧૯ નારદ કહેછે ચક્રને. તુ ક હાડી જાયછે ફરવા, એક ઘડીવાર બેશને મુજ સાથે વાતો કરવા ૨૦ તુ ને હુંતો કયાં મળીશ તું સાચી કહેને વાત કાઇ દહાડો મુજને સંભારે, દ્વારકાનો નાથ. ૨૧ ચક્ર સુ

ખથી બોલીયુ વળી મારૂ તે ધન ભાગ ત્યારે હરરાત્ના
તો ક્યાંથી પામું લાગ. બીજુ ચક્ર સમજ્યું નહિ એહું
નિશંતે થઇ, પેલી નારી ભર્યા નગરમાં ચોરી કરવા ગઇ
૨૩ જોતીજોતી જ્યા ગઇને ક્રશ્નતણુરે ભોવન; ત્યાંથી આ
ઘેરી પરવરી જ્યાં પહોડયોપ્રદયુમન. ૨૪ ત્યાંથી આઘેરી
પરવરી મહાવિષ્ણકેરો વીર, સોડ ઘાલીને પહોડાગો મહા
ધનુષધારી ધીર. ૨૫ હમણાં જો હું અને જગાડુ મા
રા મારી કરે કડકાય માથે હીંડોળો લેઇ લીધોને ઉલટ અં
ગ ન માય, ૨૬ જે જુગ અજે એમ કરતી જાય; હીંડો
ળો લેઇ જાતાંદીઠો નારદે તેણી વાર. હીંડોળો લેઇ પર
વરીને સમર્યા વૈકુંઠ રાય. પવન વેગે સંચરી આકાશ
મારગે જાય. ૨૮ ઘડીમાં આવી પોહોચી શોણીતપુર
મોઝાર; તે ઠેકાણે નારદજીએ મન કરયો વિચાર,૨૯ એ
જ્યારે ગઇ ત્યારે હુંએ મારે જાવું, તેણે તેનું કામ કર્યું
હું ખોટી શીદને થાઉ. નારદ કહે છે ચક્રને તું નિકળ્યું
ચોરી કરવા; આવડી વાર મુરખા કેમ બેઠું મુજ સાથે
વાતો કરવા. ૩૧ નારદ કહે છે ચક્રને ઉઠ રાખ તારૂ ના
મ કાલે પછી ચોરી થાશે તું લેઇશ મારૂ નામ, આકા
શ મારગે પક્ષીણી તે વેગે ચાલી જાય, ઓખા બાઇતે.
વાટ જુવે છે મંદીર માળીયા માંય વા વાયને બારી હા
લે ખડખડાટ બહુ થાય. ચિત્રલેહા પાપણી તે હજુએ ન
આવી આંય. ચિત્રલેહા ચાલી આવી મંદીર માળીયામાં
ય; ભલે લાવી ભલે લાવી હું જગાડું ભરથારરે. ૩૫

## રાગ આસાવરી કડવાં ૪૨

ઊખા પેઉને જગાડિયે, ભરનિંદ્રામાંથી ઉઠાડિયે, મન
સંગાથે એવા બીજુએ બલહત્યા તો શીદ લીજીયે. ૧ ૦:

રથાર પેહેલી ભામની, જે અન્ન રાંધીને ખાય વાગોળ થ ઇને અવતરે ઊંધે મસ્તક ટંગાય. ૨ ભરથાર પેહેલી ભા મની જે સુને સજ્યામાંય ભરથારનું જે કહ્યું ન માને આ પગતી જે નારી વેતો નારી અવતરે કાંઇ બીલાડી મં જારી. ૪ ભરથારનું જે કહ્યુ ન માને કરે તરફોડા કંથ, હડકાઇ કુતરી અવતરે માંયે પડશે જંત, ઓખા કહેછે ચિત્રલેહાને તું તો બોલે આપ. પિઉડો પોહોડયો હોય પા રણે કરડવા આવ્યો હોય સાપરે. ૬

## સાખી કડવાં ૪૩

સ્ત્રિ ચરિત્ર અનેરડાં કોઇ તેનો નલે મરમ; સ્ત્રિ શામ ને ભોગવે પણ ખોયો પોતાનો ધરમ, ૧

## રાગ ઢાળ

ઓખા કહેછે ચિત્રલેહાને હવે ન બોલીશ આડું; તું કે હેતો મારા પેઉને પગ ચાંપી જગાડુ ૧ ચિત્રલેહા કંઇ ઓખાબાઇ આવડી ઉતાવળી શું થાય; એ મોટાનો કુંવ ર કહાવે કાંઇક હશે હથિયર. ઓશીકે જઇ જોવા લા ગ્યા તો મોટી એક ગદાય. ઉપાડીને અળગી કીધી ઓ ખા ચાંપે પાય.

## રાગ મારૂ કડવાં ૪૪

મહાબળીયો તે જાગીયો તેના બળનો નાવે પારરે, ઉ ઠડ હાક મારી, કીધો છે હોકારરે. રમક ઘમક ડાકલાં વાગે હારોહારરે; આતો નહોયરે નહોય મારા બાપવીનું ગા મરે, દ્વારીકામાં વસે સઘળા વૈષ્ણવ જનરે; અહો રાત્રી એહા કરે છે કીરતનરે. નાદ કેરા ચકરડા તે હોયરે અપા રરે; ભુત ભૈરવ જોગણી, અસુર કોહોની નારરે. [illegible]

ણી છો સાકયણી છો, કોણુ છો બન્નાયરે. ચિત્રલેહા કહે છે વીરા ખમા ખમા ખમાયરે.

## રાગ દેવગ્રીની ચાલ કડવાં ૪૫

અનિરૂદ્ધ તે જાગીને પેખે, ભુવનચાં આડા દેખે; કોણુ કારણુ અમને લાવીયાં હો; ચિત્રલેહા બેલી શીર નામી, તમને લાવીશું જાણી, આખાને કરો પરાણી, વર વર વાને અરથે હો તમને લાવીયાં હો તમે બે નારી છે.નન્ય; દિસોછો કેવરી કન્યા પરણુ તો થાય છે અન્યાય કેમ પ રણુ હો અશુર નંદની હો,

## રાગ ધવળ કડવાં ૪૬

બાણાશુરની નગરીમાં ગરગડીયાં નિપારે, એણે ને પબ્દે અનિરૂધ જાગીયારે ૧ જાગ્યા જાગ્યા જાદવરય જુગ તી ન દેખેરે. પેખેરે પેખે અસુરનાં માળીયાં રે ૨ આતો નહોય અમારી નગરી ન હોય અમારૂ ગામરે; ન્હોય ન્હો ય ન્હોય કનકની દ્વારિકાંરે ૩ ન્હોય અમારી વાડીરે. અ- મે રમતા દાહાડીરે, નહોય નહોય પુષ્પ કમળનો દોલીયો રે. અહિયાં નાદ ઘણાવાગે, રણતુર ઘણેરાં ગાજેરે; નહોય નહોય શંખ શબ્દ સોહામણોરે, મને કેઇ રંડા લાવીરે, મારી દ્વારીકા છંડાવીરે કેઇરે ભામનીયે મુજને ભોળવ્યોરે આતો ઊંચા ઊંચા માળ, લોઢે જડયા કમાડરે, રત્નાગર સાગર સે નથી ગાંજતોરે. ચિત્રલેહા બોલી આળરે, તમે જોઇને દેજો ગાળરે; આવ્યાછો તો આ કન્યા સુખે વરો રે, ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાતરે મુછ ઘાલી હાથરે; જા ણી જોઇને જાત ગગામાં કેમ બોળીયેરે. મારો વડુવો જુગજીવન; અમે પ્રદુમન રાના તનરે, તે માટે નહી

પરણ્યું રાયની દીકરીરે. ચિત્રલેખા એની વાતરે, ઢાંકી રાખો તમારી જાતરે; હમણા વાતો કાઢીશ વડવા તણીરે નરકાસુરને મારીરે, સોળ હજાર લાવ્યા નારીરે, તારા સમ જો તારા બાપે એકે નથી પરણીરે એક લગને વરીયા નવ પુછયાં કુળને પરીયાંરે જાત ભાત કોઇની પુછી ન હીરે, તારા બાપની જે ફૈઇરે, અરજુન સન્યાશીને ગઇ રે, મોં કાઢીને બોલે એવું છે નહીરે. જેણેવાયો વંદ્રાવન માં વંશ, જેણે મારયો મામોકંસ, ધાવતાં મારી માસી પુતનાંરે, ધાવતાં મારી માસીરે કરી રાખી કંસની દાશી રે, કુબજાના કુળની વાતો કહેતાં નથીરે. તારો વડવો દહીં માખણનો ચોર, ચારયાં વંદ્રાવનમાં ઢોરરે. છાશ પીનેનો ઉછેરીયોરે. સત્રાજીતને કાજેરે મણી લેવા ગયા મહારાજ રે ત્યાંથી પરણી લાવ્યા જાંબુવંતી રીંછડીરે. ૧૮ લાંબાં નખને ટુકા કેશ, વરવો દીસે એનો વેશરે ભુંડા મુખના મુંછાઉપર શું મોહી રહયોરે. ૧૯ કહોતો વાત વધારી કહીયે; નિકર અહીંથી છાનાં રહીયેરે પુછો છોતો કન્યાનું કુળ સાંભળોરે. તારો વડવો જગજીવન એનો વડવો કઇલાશનો રાજનરે; ઓખાની માડી તો ઉમીયા સતીરે. હિમાચળની ભાણેજીરે, ગણપતી તેનો વીરરે, ઉમીયાના અરધાંગે ઓખા ઉપનીરે. તારો વડોવો જુગજીવન તેમતેનો વડાવો બળીરાજન. એક સમે બળીરાયે જગ્ન માંડીયોરે, બળીરાજા જગતનો અધિકારી. તારો વડોવો ભીખારીરે; ડાતણ ડગલાં માટે કર જોડીયારે. ૨૩ આટલી વડાઇ શા શાને કરોછો, એના બાપની ભુગીમાં રહોછોરે કરમહીણ ના કપાળમાં કોઇ ચોઢે નહીરે. કહોતો વાત વધારી કહી યે. નીકર અહીંથી છાના રહીએ, આવ્યા છેતો આકન્યા

ફિએ વરોરે.

## રાગ ઢાળ કડવા ૪૧.

અનીરૂદ્ધ વળતો કોપીયોને .ક્યાં મારી ગણાય, તમારા જોબનના હવે, મારી કર કડકાય. તમેં જાણ્યું અહીંયાં આવી કર્યું અલેર કામ; તમને એ જણુને મારી ઉડીજશે દ્વારીકાં ગામ. ઓખા ત્યારે થરથર ધ્રુજી વેગે આવી અ. ૩ મારા પેઉજીને હું મનાવું તું લાવી તે તારો પાડરે. ૪

## રાગ સીંધવો-કડવાં ૩૪

મારા સોરઠીયા સુજાણ મળ્યા મને મેલશોમાં મારા જીવના જીવન પ્રાણુ મળ્યા મને મેલશોમાં મારા જીવના જીવન પ્રાણુ મળ્યા મને મેલશોમાં મારી સાસુ[illegible]ના જા ત મળ્યા મને મેલશોમાં સ્વપ્ને શીદ ઝાલ્યોતો હાથ મ ળ્યા મને મેલશોમાં ચાલોતો કાહુ મારા પ્રાણુ મળ્યા મ ને મેલશોમાં ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણુ સાંભળ સુંદરી, અળગાયે નાંખ્યા બોલ અમશું ઉથલડી. મારા વડાઇવાની વાત કાઢીને વઢી ત્યારે ઓખા બોલી વાણુ એ છે દાસલડી, કોબાંડની તનીયાત, પગની ખાસ લડી. ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણુ હવે હું વરૂ. તને ગા જા દીધી સાર, મારૂ વેર વળ્યું. ચિત્રલેહા બોલી વાણુ ગા જા દીધી સહી. તમે બે થયાં છો એક પરણાવું નહી પ રણવાનીપેર સઘળી મેં લહી. મને મળીયા નારદ મુન્ય વિદ્યા શીખવી. ત્યારે ઓખા બોલી વાણુ હવે વારશાની પરણાવ માઝીયા માંહ્ય રાજકુંવર ન્હાની.

## રાગ ઘોળ કડવાં ૪૯

માંઝિયામાં મેળ્યા અગ્નિ પ્રગટ કીધેરે મળીયામાં હે

વતા સાક્ષી લીધારે, માળીયામાં નારદ તુંબર વાવરે, મા
ળિયામે કળસે ચોરી બંધાયરે. માળિયામાં પેહેલું મંગળ
વરતાયરે, પેહેલે મંગળ શાં શાં દાન અપાયરે. ચિત્રલે
આપે છે કરની મુંદ્રીકાયરે, દાન લેછે ક્રશ્ન તણો સંતાન
રે. માળીયામાં બીજુ મંગળ વરતાયરે બીજે મંગળ શાં
શાં દાન અપાયરે, ચિત્રલેહા આપે છે સોળ શણગારરે.
દાન લેછે ક્રશ્ન તણો સંતાનરે માળિયામાં ત્રિજુ મંગળ
વરતાયરે, ત્રીજે મંગળ શાંસાં દાન અપાયરે, ચિત્રલેહા
આપેછેનવસર હારરે. દાન લેછે ક્રશ્ન તણો કુમારરે. મા
ળિયામાં ચોથુ મંગળ વરતાયરે ચોથે મંગલ શાંશાં દાન
અપાયરે, ચિત્રલેહા આપે છે ગાયોનાં દાનરે, દાન લેછે ક્ર
શ્ન તણો સંતાનરે; માળિયામાં સમેવરતે સાવધાનરે મા
ળિયામાં આરોગ્યા કંસારરે, માળિયામાં સોભાગ્યવંતી તેડા
વોરે ઓખાબાઈને સોભાગ્યવંતી કહી બોલાવરે માળિયા
માં ઓખા અનિરૂદ્ધ પરણી ઉઠયાંરે. માળિયામાં સોનઈયે
મેરતુઠયારે.

## રાગ ચોપાઇ ત્રિતાળી કડવાં ૫૦

બોલ્યાં સુકજી પ્રેમ વચન, સાંભળ પરિક્ષત રાજન મ
ળિને બેઠી બેઉ સહચારી, બોલી વચન કોભાંડ કુમારી. ૧
સુખ ભોગવો શ્યામને સ્વામી, ચિત્રલેહા કહે શિરનામી,
બાઈ તું કરજે પીઉનાં જતન, રાંક હાથે આવ્યું રતન
વર કન્યા સુખે રહેજો, બાઈ મુજને જાવા દેજો આજ એ
નુ આપેછે રાય,ત્રીજુ માણસ કેમ સમાય.તમો નરનારી
ક્રિડા કીજે, હવે મુજને આજ્ઞા દીજે, બોલી ઓખા વા
ણી શાણી, મારી સહચર થઇ અજાણી. હવે સતી ઓ

બા વગતી ભાખે, બાઇ કેમ છતું તુજ પાકે, આપણુ બે દિન નિરગમશુ, અન્ન ત્રણ વેંચીને જમશુ. દુખ ઘા શ તો દેઇશું થાવા, પણ નહી દેઉ તુજને જાવા; તેના હુંતો રહીશ ભુખી, તુજને નહી થાવા દેઉ દુખી, હુંતો આપીસ મારો ભાગ, હમણાં નથી જવાનો લાગ; માબા પ તેરી છે મારાં મેંતો ચરણ શેવ્યાં છે તમારાં. તુજ તે ઘેર ન ન જવાય, જાણ્ય બાણાસુરને થાય; ચિત્રલેહા કહે સુણ વાણી મારી સઇયર થઇ અજાણી. ૫ પ્રધાન પુ ત્રી કહેવાઊછું માત્ર હુંછું બ્રાહ્મણીનું ગાત્ર, તુજ અર્થે લી ધો અવતારમેળવ્યાં નારી ભરથાર, એમ કહી કરી પ્રસ ન. ચિત્રલેહા ગઇ બ્રહ્મ સદન; ઓખાએ આંખડી ભરી કંથે આશના વાશના કરી. સામી આશા બાંધી નારી, પ છી ચિત્રલેહાને વિસારી, જે દાહાડે તુજને સ્વપ્ન તે દહા ડે મુજને સ્વપન, જાણે પરણ્યોછું ઓખા નારી, ઉઘાડી મેલીતી બારી. બેને સરખી વિજોગની પીડા, નરનારી ક રે કામક્રીડા. બેને ચલડતી જોબન કાયા પ્રિત બંધને બાં- ધી માયા નેહ જણાવે છે ઓખાનારી, રમે અનિરૂદ્ધ કૂંજ બીહારી જે જોઇયે તે ઉપર આવે, ભક્ષ ભોજન કરે મન ભાવે પેહાત્યો ઓખાનો અભિલાખ, પછી આવ્યો અસાડ તે માસ આવ્યા વર્ષાકાળના દન, મેહ ગાજે વર સે બહુ પરજન્ય બોલે આકાશે વીજળિ કરી બોલે કો. કીલા વાણી મધુરી. મહા તાપસનાં મન ડોલે ત્યાંતો મો બપઇયા બોલે તેલ મરદન કરે છે અંગે, કેસર ચંદન ચ રચે રંગે નેત્ર અંજન આભ્રણ સાર, કરે તંબોળ કેરા અહાર; તપે નવરટ ચાંદલો તવો, ચંદ્ર સરદ પુનમના

જડ્યા શીશ ફુલ સેંથે સીંદુર, તેને મોહ્યો અનિરુદ્ધ [illegible] ૨ કાને ઝાલ ઝગકતી જોઇ કામકુંવર રહ્યા મોહી, ના ક સોહીયે મોતીની વાળી તેને રહ્યો અનિરુદ્ધ નિહાળી મોહાયો મોહ્યો મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રકુટીને જોડે, મોહ્યો મોહ્યો ટીલાવંકે મોહ્યો કેસલંકે, મોહ્યો ઘુઘરીને ધમકે; મોહ્યો મોહ્યો ઝાંઝરને ઝમકે. દીઠું મે ડીયે સુંદીર કામ, તેણે વિસાર્યુ દ્વારીકાં ગામ; ચાખ્યું ભ ક્ષ ભોજન કરે આપ તેણે વિસર્યાં માને બાપ. ૨૧ પા મ્યો અધરામૃત પકવાન, તેણે વિસાર્યું હરીનું ધ્યાન, ઓખા સુખ તણો સગ, તેણે વિસાર્યો રત્નાગર. અ નીરુદ્ધની ચાલ છે ગમતી; નથી નારી મુખે ઓસરતા હીડે ઓખાની પુંઠળ ફરતાં, ઘેલો કીધો મરજાદા આણ્યા ન સુજે દિવશ કે રેણી; રાત દિન નિરગમે છે રમી, ચારે આંખે ઝરે છે અમી, સુધબુધતો વિસરી ગઇ, એ ટલે ચોમાસુ ગયું વહી. ૨૫

વલણ.

ચોમાસુ વહિગયું, આવ્યો આસો માસરે;
કન્યા ટળીનારી થઇ, ઓખા પામી સુખ વીલાસરે.

## રાગ મલ્હાર કડવાં ૫૨

વર્ષાત્રતુ વહિ ગઇરે, રમતાં રમતાં રંગ વિલાસ; સુ ખ પામ્યાં ઘણુંરે, એટલે આવ્યો અશ્વીન માસ. ૧ અ ક સાગે સહચરરે, આવી સરદપુનમની રાતરે. માણેકઠારી પુરણી મરે, ઉતમ દિસે આસો માસ, ૨ ચંદ્રમાને કી રણેરે, એહાં હીંડોળે નર નાર, હાસ વિનોદમાંરે કરતાં વિ વીધ વિલાસ. ૩ રમક રાય તારે તેણે દીઠા રાજકુમાર કન્યા રૂપ ક્યાં ગયુંરે ઓખા દીસે હવે નાર. ચિત્રલેખા

કયાં ગઇરે એકલી દીસે છે ઓખાય; રાતી રાતી આંખ
ડીરે ફુલ ફુલી દીસે કાય. ૫ પીંડે ઉર ઢાંકતીરે. શાકે
થયા છે નખ પાત; અધુરપે શામતારે કોઇક પુરષ દંત
નો ધાત. સેવક સંચર્યારે, એવો દેખીને આચાર મંત્રી
કોભાંડનેરે. જઇને કહયા સમાચાર, ૭ પ્રધાન પરવરયોરે
જયાં છે અસુર કેરો નાથ, રાયજી સભાઓરે મંત્રી કહે
છે જોડી હાથ, લોકીક વારતારે કાંઇક આપણને લઇ, ન
જીભ્યા છેદીયેરે, કેમ કહીયે વજ્ર વચન. બાળકી તમ ત
ણીરે તેતો થઇ છે નારી રૂપ, વારતા સાંભળીરે, આસન
થી ઢળીયો ભુપ, ધ્વજા ભાગી પડીરે એતો અમથી અ
કસમાત; બાણ કોપગો ઘણુંરે મંત્રી સાંભળી સાચી વા
ત. શિવે કહ્યું તે થયુંરે તારી ધ્વજા થાશે પતન. તેવારે
જાણજેરે રીપુ કોઇક થશે ઉત્પન્ન જનમ્યો મંત્રી તમોરે.
જુઓ પુત્રી કેરી પેર, કોઇ જાણે નહીરે, તેમ તેમ તે
ડી લાવો ઘેર. પ્રધાન પરવરયોરે સાથે ડાહયા ડાહયા જ
ન: ઓખાને આળીયેરે હેઠે રહીને કહે છે વચન, કઉભાં
ડ ઓચરયોરે ઓખાજી દોને દરશન, ચિત્રલેહા કયાં ગ
ઇરે ચાલો તેડે છે રાજન. થરથર ધ્રુજતીરે પડી પેટડા
આમાં ફાળ; શું થાશે નાથજીરે, આવી લાગી મહાજંજા
ળ. તેમે રખે બોલતારે; તાથજી દેશોમાં દરશન, મુખ ઉ
ડી ગયુરે ઓખા નિર ભરે લોચન ૧૭ બાળા બહુ વ્યા
કુળીરે, કાંઇ ફદળીકેરે વરણ; કરાણ કરયા વીનારે કસુકી
પેહેરી અવળે વરણ. બારીએ બાળકીરે ઉભી રહીને ત્યાં
આવી; કોભાંડે કુંવરીનેરે ભય વચને કરી બોલાવી. ચિ
ત્રલેહા કયાં ગઇરે તુ એકલડી દીસે બાળ; કન્યારૂપ. કયાં
ગયુરે ખીજશે બાણાસુર ભુપાળ શરીર સંકોચતીરે કર

નીરે કરતી મુખડા કેરી લાજ; ઘરમાં કોણજ મુરે-છે ને સાચુ કહોને આજ. ગળસ્થળ કર ધરીરે કોઇ પુરા હંતને. ઘાત, શણુવટ તાણુતીરે બોલી ઓખા ભાગી વા ત. દીલ સારૂ નથીરે, ચિત્રલેખાએ કીધું સઘન; તેણે હું આકળીરે દુખણી નીર ભર્યું લોચન. ૨૩ મંત્રી ઓચ રયોરે ઓખા બોલે આળ પંપાળ હેઠાં ઉતરોરે નહીંતો ચહડીને જોઇશું માળ.

પલણુ

માળ જોઈશુ તમતણો. ભાગશે તમારો ભારરે;
એવું જાણીને ઉતરો, રાય કોપ્યાછે અપારરે.

## રાગ રામગ્રી કડવા ૫૨

કન્યાયે ક્રોધ જણાવીયો હાકોટ્યો ,પ્રધાન; લંપટ બો લંતો લાજે નહી, ધઇડપણે ગઇ સાન કન્યાએ૦ પાપી પ્રા ણુ લેવા કયાંથી આવિયો બોલતો ક્ષુદ્ર વચન; એવા સારૂ કીધી જોઇશે. જીભલડી છેદન. કન્યા૦ ૨ હું તો ડા હયો દાનવ તુને જાણુતી, ભારેખમરે કુંભાંડ; એવું આ ળ કાને ન ચડાવીયે, ભાગી પડેરે બ્રહ્માંડ કન્યાએ૦ ૬ હેવા દેને તુ મારા માતને. પછી તારી વાત; હત્યા આપુ તુજને કરૂ ઝંપાપાત. કન્યા૦ કુંભાંડ લાગ્યો કંપવા ૫ છી, પુત્રી પરમ પવિત્ર, પછી કાલાવાલા માંડીયા, ન જા ણ્યુ સ્ત્રીચરિત્ર. કન્યાએ૦ ૫ બાઇ રાજાએ મુજને મોક લ્યો લોકે પાડયો વિરોધ; ઓખાજી પુછ્યા માટે, આવડો શો ક્રોધ, કન્યા૦ ૬ એવું કહેતાં સેવક, બાણાસુરની પા સ, રાજાએ મંત્રીને કહાવીયુ જુઓ ચઢીને આવાસ. ક૦ ૭ કુંભાંડ કોપ કરીને ગાજીયો વજડાવ્યાં નિશાન, માળી એથી બંને ઉતરો, બાણાસુરની આણુ, કન્યાએ૦ દાસને

આપી આગના, સ્થભ ફરીને છે દન, ત્યેમાએ આંસુડાં ઢાળીયાં ચંપાશે સ્વામીન કન્યા૦ ૯ હોંકારે અસુરનો સાંભળી ઉભો થયો અનિરૂધ, મેઘની પેરે ગાજી યો, કંપી નગરી બુધ, કનયા૦ ૧૦ મંત્રી કહે સુભટ સાંભળો; કોઇ જોદ્ધા બોલ્યો આંહી, આપણ નાદે ઉઠીયો મેઘ શબ્દથી સહી, ક૦ ૧૧ ઓખાએ નાથને બાથમાં ઘાલીયો, શું જાવોછો વળી; મરડી મરડી જાયે જુદ્ધને હવડા જાઊં કહી. ક૦ ૧૨ આ શો ઉદ્યમ વઢવા તણો નથી બાપનું ધામ, દાનવને માનવ જીતે નહી ન હોય ઈદુ સંગ્રામ ક૦ ૧૩ નાથ કહે સુણ સુંદરી, વાત સઘ ળે થઇ. હવે ચોરી શાને આપણે, બેશીયે બારીયે જઇ, ક૦ ૧૪

વલણું.

જઇ બેઠાં નર નારી બન્ને, વાત વિપ્રીત કીધીરે; છજે બજે કામ કુંવર ઓખા આંઠગે લીધીરે.

## રાગ રામકળી કડવા ૫૩

જોડી જોવાને જોધ મળ્યા ટોળેજી, ઓખા બેસારી અ નીરૂધ ખોળેજી, કંઠમાં બાંવલડી ઘાલી બાળાજી, દેખી કોબાંડને લાગી જવાળાજી. ૧

### ઢાળ.

જવાળા પ્રગટી બાળ પ્રગટી, સુભટ સહુ જોવા મળ્યા. ૧ લઘુ મંત્રી કહે આઇ બળ શોભે, હરી ઉછંગે કમળા. આવી સુતા સંગ બેઠા, જ્યાં પર સ્વરૂપને લજાવંતો, તે માળીયામાં કેમ પેઠા, નીશંક થ શ નહી પંગી તહો હે બજે બેઠાં નિર્લજ નરને નારી; હાસ્ય વિનોદ કરે થ

